*oned School Library Book by Directors of Public Instruction*
*lombay and Baroda Text Book by Junagadh Bhavnagar*
*& other territories.*

*Primary Geographical Series Book II*

# eneral Geography of
# Jujrat & Thana Zilla.

**With Physical, political & Industrial Treatment, 10 illustrations & 6 Maps**

for

Use in the Gujrati Third Standard.

Kathiawad Edition.–કાઠિઆવાડ આવૃત્તિ.

## गुजरातनी सामान्य भूगोळ.

By


**N. J. Vakharia.**

*Primary School Master, Ged-Bagasra.*

KATHIAWAD.


Enlarged and Revised


6th Edition. A. D. 1919.


Price Two and half Annas. કિં. અઢી આના.

મુંબઈના નામ૦ ડિરેક્ટર સાહેબે તથા વડોદરા રાજ્યે સ્કૂલ લાયબ્રેરી બુક,
જુનાગઢ ને ભાવનગર રાજ્યોએ ટેક્સ્ટબુક તરીકે મંજુર કરી છે.

प्राथमिक भूगोळ ग्रंथमाळा, पु. २.

# जरातनी सामान्य भूगोळ.

( થાણા જિલ્લાની હકીકત સહિત. )

ભુતળ, રાજકીય અને ઔદ્યોગિક હકીકતો સાથે
ગુજરાતી પ્રાથમિક ત્રીજા ધોરણના ઉપયોગ માટે

કાઠિઆવાડ આવૃત્તિ.

લેખક અને પ્રકાશક,

**નાનચંદ જશરાજ વખારીઆ,**

સ્કૂલ માસ્તર, ગેડ–અગસરા. ( કાઠિઆવાડ. )

મુખ્ય વેચનાર

**જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ.**

જમાલપુર રોડ ઉપર આવેલા ધી " નટવર " પ્રિંટિંગ પ્રેસમાં
ભોગીલાલ નારણદાસ ખોડીવાળાએ છાપી. અમદાવાદ.

ઘણા સુધારા વધારા સાથેની

આવૃત્તિ ૬ ઠ્ઠી. પ્રત ૩૦૦૦. ઇ. સ. ૧૯૧૫.

કિંમત અઢી આના.

# શિક્ષકોને સૂચના.

ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ શિખવવા માટે બની શકે તો બહાર તેડી જવા. ગામ નજીક નદી કે તળાવ હોય ત્યાં પાણીનો કેટલોક ભાગ સૂકાયલો ને લીલો હશે, તે ઉપરથી જમીન અને પાણીનો ખ્યાલ આપવો, વળી તેના અમુક આકાર કલ્પી કે બનાવી સમુદ્ર, બેટ, સરોવર, અખાત, ઉપસાગર અને દ્વીપકલ્પની કલ્પના કરાવી શકાશે; જો કે પ્રથમથી આ સંજ્ઞાઓ ગોખાવી મોઢે કરાવવાની જરૂર નથી. પણ તેનો ખ્યાલ આપવાથી ભૂગોળ એટલે શું તે સમજાશે. પછી જેમ જેમ જરૂર પડતી જાય તેમ તેમ યાદ આપી સંજ્ઞાઓ પાકી કરાવવી ને તેનો નકશામાં ઉપયોગ કરાવવો.

સંજ્ઞાનો કાંઇક ખ્યાલ આવ્યા પછી દેશની ભૂતળ રચનાનું જ્ઞાન આપવાને જમીનના ઢાળ ઉપરથી વહેળાનું વહન બતાવવું કે પાણી હમેશા ઢળતી બાજુએ વહે છે, તેથી જે તરફ નદીઓ વહેતી હોય ત્યાં નીચાણ હોય અને નીકળતી હોય ત્યાં ઉંચાણ હોય; ડુંગરા ઉંચી જગાએ અથવા નદીઓના મૂળ તરફ હોય અને દરીઆનો કિનારો નદીઓના મુખ તરફ હોય એટલે દરીઆ કાંઠો નીચામાં નીચો હોય છે, આવી રીતે જમીનના ઉંચાણ નીચાણનો સામાન્ય અનુભવ કરાવવો.

વળી નદીઓ લાંબી ટુંકી કેમ હોય છે, તે વિષે બાળકો સમજી શકે તેવા અનુમાનો કઢાવવાં કે દરીઆ કાંઠો અને ડુંગરની વચ્ચે જ્યાં અંતર વધારે હોય ત્યાં નદીઓ લાંબી હોય છે અને જ્યાં ઉપલું અંતર ઓછું હોય ત્યાં નદીઓ ટુંકી હોય છે. વળી જે દેશમાં નદીઓ ઘણી હોય છે, તે દેશ આબાદ ને ફળદ્રુપ હોય છે; એ નકશામાં બતાવીને બાળકોના મનમાં ઠસાવવું, એથી નકશો શિખતાં ભૂગોળનો વિષય આનંદી લાગશે.

નકશામાં એક સ્થળથી બીજું સ્થળ અમુક પ્રમાણમાં છેટું હોય છે તે શિખવવા માટે સ્કેલનો ઉપયોગ કરવો. સ્કેલ એ અંગ્રેજી શબ્દ છે.

અને તેનો અર્થ અંતર, માપ એવો થાય છે. તે શિખવવા માટે કાળા પાટિઆને જમીન ઉપર પાથરવું. તેના ઉપર ચોપડી કે નાની પેટી મૂકી આકાર દોરવો. પછી ઓરડાનો આકાર દોરવાને કહેવું, પણ ઓરડો પાટિઆમાં સમાય નહિ, તેથી મુંજવણ આવશે. એવે વખતે ઓરડાને ભરીને તેનો અમુક ભાગ લઈ એના જેવો આકાર કાઢવો. આનું નામ સ્કેલ. આમાં એટલું યાદ રાખવું કે બધી રીતે એક પ્રમાણમાંજ માપ લેવું. એ પ્રમાણ ચુકવું નહિ. તેમાં ફૂટ જેટલા ઇંચ, ગજ જેટલા તસુ અથવા તેના ભાગો લેવાથી આ સ્કેલનો ઉપયોગ કરી શકાશે. સ્કેલ શિખવતી વખતે નીચે બતાવેલા નમુનાની ફૂટપટીઓનો ઉપયોગ કરવાથી શિખવવામાં અને સમજાવવામાં સરળતા આવશે.



આટલું કર્યાં પછીજ ગુજરાતની ભૂગોળ શિખવવી એમ સમજવું નહિ એતો પ્રથમથી શરૂ કરવી. દરમ્યાન ભૂગોળની સંજ્ઞાઓ અને સ્કેલ શીખવવાં ને વિષયમાં તેનો ઉપયોગ કર્યા કરવો. પ્રથમ ગુજરાતની ભૌગોલિક રૂપરેખા શિખવવી એટલે આખા ગુજરાતનું આછું આછું જ્ઞાન આપવું તેનો હિંદુસ્તાનના બીજા દેશો જોડે કેવો સંબંધ છે, તે રસિક વાતોથી કહેવો. ત્યાર પછી પોતાના પ્રાંતથી માંડીને સામાન્ય અને વધારે ઝીણી હકીકત શિખવવી. આમાં પોતાને ફાવતો ક્રમ લેવો, એટલું ધ્યાનમાં રાખવું કે સંબંધ તૂટવો ન જોઇએ. કારણ કે સંબંધ તૂટવાથી વિષય નિરસ થઇ જાય છે.

ચોપડીમાં રાજકીય વિભાગોની પહેલાં પર્વતો, નદીઓ, વેપાર, રસ્તા, રાજપદ્ધતિ વગેરે બાબતો લખવામાં આવી છે. તે અનુક્રમે શિખવવાની જરૂર નથી. પણ જેમ જેમ જરૂર પડે તેમ તેમ તેમાંથી અમુક મુખ્તેસર બાબતો શિખવવી. એમાં પણ ફાવતો ક્રમ લેવો જોઇએ.

ઘણા શિક્ષકો અને શિક્ષણશાસ્ત્રીઓનો એવો મત છે કે ભૂગોળ શિખવનારા કે વિદ્યાર્થીઓ પાસે ભૂગોળનું પુસ્તક હોવું ન જોઇએ. માત્ર નકશાઓ જોઇએ; અલબત આ રીતિ ભૂગોળ શિક્ષણમાં ઉત્તમ છે, પરંતુ ઉંચા જ્ઞાનવાળા અને મોટા પગારવાળા હાઇસ્કૂલ અને પાઠશાળાના શિક્ષકો પણ આવી પદ્ધતિ ગ્રહણ કરી શક્યા નથી; તો થોડા જ્ઞાન વાળા અતિ ટુંકા પગારવાળા અને ઘણે ભાગે અન્ટ્રેન્ડ પ્રાથમિક શાળાના શિક્ષકો આવી રીતે શિખવે એ વિચારવું મુશ્કેલ નથી. વળી સરકારે પણ ખાતા તરફથી આ વિષયમાં પુસ્તકો પ્રગટ કરાવીને તેની જરૂર સ્વીકારી છે તો હવે વિચારવુ એટલું જરૂરનું છે કે આ ધોરણમાં શું કરવું ઇષ્ટ છે. કેટલાક આ ધોરણમાં ખાસ પુસ્તકની જરૂર માનતા નથી. અલબત બે ત્રણ ધોરણો માટે એક ચોપડી હોય છે, તો બિલકુલ નાના વિદ્યાર્થીઓ માટે સામાન્ય વિગતો, ચિત્રો ને નકશાવાળી ધોરણવાર તંત્ર–પોથી હોય તો તે શિષ્યો અને શિક્ષક ઉભયને સહાયક થઇ પડે એમાં ખોટું નથી, એવા હેતુથી આ ચોપડી રચવામાં આવી છે, અને તેનો ઉપયોગ વિષય શિખવ્યા પછી વિદ્યાર્થીઓ પાસે કરાવવો. પરંતુ પ્રથમથી સમજ વગર ગોખાવીને કરવો નહિ. શિક્ષકે તો આ ચોપડી સિવાય વિશેષ હકીકતોવાળાં અન્ય પુસ્તકો વાંચીને પોતાનું જ્ઞાન સંગીન કરતા રહેવું જોઇએ. જો તેની પાસે વિશેષ જ્ઞાન હશે તો આ ચોપડીમાંનું જ્ઞાન પૂર્વાપર સંબંધ જોડીને તેને રસિક બનાવીને શિખવી શકશે. એકંદરે ભૂગોળ શિક્ષણનો આધાર શિક્ષકનાં જ્ઞાન, શક્તિ અને ઉત્સાહ ઉપર આધાર રાખે છે, એ જેટલા પ્રમાણમાં હશે તેટલાજ સારા પ્રમાણમાં શિખવી શકાશે. જેની અસર વિદ્યાર્થીઓ ઉપર કદી ન ભૂંસાય એવી થશે.

# ગુજરાતની સામાન્ય ભૂગોળ.

## (કાઠિઆવાડ આવૃત્તિ)

## ચાર દિશાઓ.

જે બાજુ તરફ સુરજ ઉગે છે, તે બાજુને **ઉગમણ** કે **પૂર્વદિશા** કહે છે, જે બાજુ તરફ સુરજ આથમે છે. તે બાજુને **આથમણી** કે **પશ્ચિમ દિશા** કહે છે.

પૂર્વ દિશા તરફ મોં રાખીને ઉભા રહેતાં ડાબા હાથ તરફ જે દિશા આવે તેને **ઉત્તર દિશા** કહે છે, અને જમણા હાથ તરફ જે દિશા આવે તેને **દક્ષિણ દિશા** કહે છે.




**ટીપ.**—ખૂણા શિખવવા માટે કાળા પાટીઆ ઉપર અથવા ભોંય ઉપર મોટો ચોરસ કાઢવો, અને તે ચોરસની બાજુ ઉપર દિશા પ્રમાણે નામ લખવાં, પછી તેના સામા સામા કર્ણ સાંધીને ખૂણાની સમજણ પાડવી. બબ્બે દિશા વચ્ચે જે જે ખૂણા આવે તેનાં નામ બરાબર બોલતાં અને લખતાં શિખવવાં.

---

## ચાર ખૂણાઓ.

પૂર્વ અને દક્ષિણ દિશા વચ્ચેના ખૂણાને **અગ્નિ કોણ** કહે છે.

દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચેના ખૂણાને **નૈર્ઋત્ય કોણ** કહે છે.

પશ્ચિમ અને ઉત્તર દિશા વચ્ચેના ખૂણાને **વાયવ્ય કોણ** કહે છે.

ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેના ખૂણાને **ઈશાન કોણ** કહે છે.

મુખ્ય ચાર દિશાઓ અને ચાર ખૂણાઓ મળીને આઠ દિશાઓ થાય છે તેમાં ઉપર આકાશ અને નીચે પાતાળ મળીને દશ દિશાઓ કહેવાય છે.



ટીપ—જો બની શકે તો નિશાળના ઓરડામાં જમીન ઉપર હોકાયંત્ર પ્રમાણે ગોઠવીને પાસેની આકૃતિ જેવી મોટી આકૃતિ કાઢવી, જ્યારે દિશાઓની હકીકત કહેવી પડે, ત્યારે આ આકૃતિનો ઉપયોગ કરવાથી દિશાઓની સારી સમજ પડશે.

## વ્યાખ્યાઓ. જમીનના વિભાગોની.

૧ પૃથ્વી ઉપરની કોરી જમીનના પાંચ મોટા ભાગ ઠરાવ્યા છે, તેને **खंड** કહેછે. તેનાં નામ **एशिआ, यूरोप, आफ्रिका, अमेरिका,** અને **आस्ट्रेलिआ.**

૨ જમીનનો મોટો ભાગ જેમાં એકજ ભાષા બોલનારા લોકો રહેતા હોય તેને **देश** કહે છે, જેમ કે હિંદુસ્તાન.

૩ દેશના જેટલા ભાગમાં રાજસત્તા પૂરેપૂરી હોય તેને **इलाको** કહે છે.

૪ ઇલાકાના વિભાગને **प्रांत** કહે છે, જેમકે ગુજરાત.

૫ પ્રાંતનો નાનો ભાગ જે અંગ્રેજ સરકારનો ખાલસા હોય તેને **जिल्लो** કહે છે, જેમ કે અમદાવાદ જિલ્લો.

૬ દેશીરાજ્યોના જથા પાડી, તેના ઉપર અંગ્રેજ સરકારની દેખરેખ હોય તેને **एजन्सि** કહે છે, જેમકે મહીકાંઠા એજન્સિ.

૭ રાજકર્ત્તા જે શહેરમાં રહેતો હોય તેને **राजधानी** કહે છે.

૮ જમીનના થોડા ઉંચા ભાગને **टेकरो**, તેથી વધારે ઉંચા ભાગને **डुंगर**, અને તેથી ઉંચો હોય તેને **पर्वत** કહે છે. જેમકે ચોટિલો.

૯ જમીન ઉપર ઘણા ગાઉમાં રેતી હોય તેને **રણ** કહે છે. જેમકે, કચ્છનું.

૧૦ ચારે બાજુએ પાણીથી વીંટાએલા જમીનના ભાગને **બેટ** કહે છે.

૧૧ જમીનના જે ભાગને ત્રણ બાજુએ દરીઆ હોય અને ચોથી બાજુએ જમીન હોય તેને **દ્વીપકલ્પ** કહે છે, જેમકે કાઠિઆવાડ.

૧૨ જમીનની અણી લાંબી વધીને સમુદ્રમાં ગએલી હોય તેને **ભૂશિર** કહે છે.

૧૩ જે શહેર દરીઆ કિનારે હોય, અને ત્યાં વહાણો મારફતે માલ અને માણસો ચડતાં હોય તેને **બંદર** કહે છે, જેમકે વેરાવળ.

## પાણીના વિભાગોની વ્યાખ્યાઓ.




૧૪ પૃથ્વી ઉપરના ખારા પાણીના પાંચ ભાગ કર્યા છે, તેને **મહાસાગર** કહેછે. તેનાં નામ—**पासिफिक, अटलांटिक, हिंदी, उत्तर** અને **दक्षिण**.

૧૫ મહાસાગરના નાના ભાગને **समुद्र** કહેછે, જેમ કે અરબી સમુદ્ર.

૧૬ સમુદ્રનો ફાંટો જમીનમાં ગયો હોય તેને **अखात** કહે છે, જેમ કે કચ્છનો.

૧૭ પાણીનો જે ભાગ ચારે બાજુએ જમીનથી વીંટાએલો હોય, તેને **सरोवर** કહે છે; નાનું હોય તેને **तळाव** કહે છે.

૧૮ મીઠા પાણીનો પ્રવાહ પર્વતમાંથી નીકળીને ઢળતી જગામાં વહે છે, તેને **नदी** કહે છે. જેમ કે ભાદર નદી.

૧૯ નદી જ્યાંથી નીકળે તેને મૂળ અને જ્યાં મળે તેને મુખ કહે છે.

૨૦ નાની નદી મોટી નદીને જે જગાએ મળે તેને સંગમ કહે છે.

**ગુજરાતનું સામાન્ય વર્ણન**—ગુજરાત પ્રાંત આસપાસના બીજા દેશોથી કુદરતી રીતેજ જુદો પડેલો છે; અને તેમાં રહેનારા લોકો એકજ ભાષા બોલનારા તથા લગભગ સરખા રીતરિવાજવાળા છે, તે આપણે બધા ગુજરાતી કહેવાઇએ છીએ, અને ગુજરાતી ભાષા બોલીએ છીએ.

ઘણા જુના વખતમાં આ દેશમાં ગુર્જર નામના લોકોએ રાજ્ય સ્થાપ્યું. તે ઉપરથી આ પ્રાંતનું નામ ગુજરાત પડ્યું છે. પ્રથમ આ પ્રાંતમાં એકલા હિંદુ લોકો રહેતા, પણ પાછળથી પારસી, મુસલમાન ને ખ્રિસ્તિ લોકો આવી રહ્યા છે અને તેઓ ગુજરાતી ભાષા બોલે છે.

**સીમા**—ઉત્તરે કચ્છનું રણ ને મારવાડ; પશ્ચિમે કચ્છનું રણ અને અરબી સમુદ્ર; દક્ષિણે અરબી સમુદ્ર ને મહારાષ્ટ્ર; પૂર્વે ખાનદેશ ને માળવા પ્રાંત આવેલા છે.

**વિસ્તાર**[1]—આ પ્રાંતમાં ૫૫૦૦૦ ચોરસમાઇલ જમીન, અને ૯૫,૦૦,૦૦૦ માણસની વસ્તી છે.

**સામાન્ય વર્ણન**—ગુજરાતના નકશા તરફ નિહાળીને નજર કરીશું તો આ પ્રાંતના સ્વાભાવિક રીતે બે વિભાગ પડેલા હોય એમ દેખાશે. ખંભાતના અખાતની અને કચ્છના નાના રણની વચ્ચેનો સાંકડો જમીનનો ભાગ આ બે વિભાગોને જોડતો હોય એમ જણાય છે, તેથી આ પ્રાંતના **પશ્ચિમ** અને **પૂર્વ** એવા બે વિભાગ પડે છે. પશ્ચિમ વિભાગ તરફ જોઇશું તો તેની ત્રણ બાજુએ દરીઓ આવેલો છે, ને ચોથી બાજુએ પૂર્વ વિભાગ જોડે સાંકડી જમીનથી જોડાએલો છે, તેથી તેનું કુદરતી નામ **દ્વીપકલ્પ** પાડીશું. બીજો પૂર્વ વિભાગ જેની ઉત્તર પૂર્વ અને દક્ષિણ દિશા તરફ પર્વતની હારો આવેલી છે, તેથી આસપાસના દેશોથી જુદો પડે છે, માટે તેનું કુદરતી નામ **ખંડસ્થભૂમિ** પાડીશું.

---

૧ ક્ષેત્રફળ ને વિસ્તારના આંકડા પોતાના પ્રાંત કે સંસ્થાન સાથે સરખાવવા.




કાઠિઆવાડનો નકશો
(ભૂતળ હકીકત)

બનાવનાર- ના૦ જી૦ વખારીઆ, દેવગામ.

૧. આ દ્વીપકલ્પનું અસલ નામ સૌરાષ્ટ્ર હતું, પણ હમણાં તેને કાઠિઆવાડ કહે છે. કારણ કે ચારસેં વરસ પહેલાં ઉત્તર તરફના દેશોમાંથી કાઠી નામે લોકોએ સવારી કરીને રાજ્યો સ્થાપ્યાં, ત્યારથી સૌરાષ્ટ્ર નામ બદલાઇને કાઠીઓનો વાડો એટલે કાઠિઆવાડ નામ પડ્યું છે. કાઠિઆવાડમાં ઘણાં દેશી સંસ્થાનો આવેલાં છે. હાલમાં તે બધાં અંગ્રેજ સરકારના તાબામાં છે. માટે તેમના તરફથી એક અમલદાર દેખરેખ રાખે છે તેને એજંટ ટુ ધી ગવર્નર એટલે ગવર્નરના એજંટ કહે છે.

૨. ખંડસ્થ ભૂમિને હમણાં શુદ્ધ ગુજરાત અથવા ઉત્તર વિભાગ [૧]કહે છે. આશરે દોઢ હજાર વર્ષ પહેલાં ઉત્તરના દેશોમાંથી ગુર્જર નામે લોકોએ આવીને રાજ્ય જીતી લીધું, ત્યારથી ગુર્જરરાષ્ટ્ર ( ગુર્જર લોકોનો દેશ ) ઉપરથી હાલનું ગુજરાત નામ પડ્યું છે. પછીના વખતમાં લોકો કાઠિઆવાડ સહિત ખંડસ્થભૂમિને ગુજરાત કહેતા હતા; પણ કાઠિઆવાડ જુદો પડવાથી ખંડસ્થભૂમિ એકલો ગુજરાત કહેવાયો. તેને આપણે શુદ્ધ ગુજરાત કહીશું. આ વિભાગમાં અંગ્રેજી ખાલસા મુલક ને દેશી રાજાઓનાં ઘણાં સંસ્થાનો છે, અંગ્રેજી મુલકના વડા અધિકારીને કમિશનર કહે છે, બધાં દેશી રાજ્યો અંગ્રેજ સરકારના તાબામાં છે. માટે તેમના ઉપર દેખરેખ રાખવાને સંસ્થાનોના જથા પાડીને પોલિટિકલ એજંટો અને રેસિડેન્ટો નીમવામાં આવેલા છે.

# काठिआवाड.

**સીમા**—ઉત્તરે કચ્છનું રણ ને કચ્છનો અખાત; પશ્ચિમે અને દક્ષિણે આરબી સમુદ્ર; પૂર્વે ખંભાતનો અખાત તથા અમદાવાદ જિલ્લો આવેલા છે.

---

૧ મુંબઈ ઇલાકામાં અંગ્રેજ સરકારના ખાલસા રાજ્યના ૨૬ જિલ્લાઓ છે. તેના ચાર વિભાગો પાડ્યા છે. સિંધના ૭ જિલ્લાનો સિંધવિભાગ ઠરાવ્યો છે. ગુજરાત, મહારાષ્ટ્ર અને દક્ષિણ મહારાષ્ટ્રમાં કુલ ૧૯ જિલ્લાઓ છે, તેમાં ઉત્તરના ૭ જિલ્લાઓ, પાલનપુર, મહીકાંઠા અને રેવાકાંઠાની એજન્સિઓ મળીને ઉત્તરવિભાગ કહેવાય છે.

**विस्तार**—ઉત્તર દક્ષિણ લંબાઇ ૧૭૫ મૈલ અને પૂર્વ પશ્ચિમ પહોળાઈ ૨૦૦ મૈલ છે. ક્ષેત્રફળ ૨૨૦૦૦ ચોરસ મૈલ, ૪૫૦૦ ગામો, ૨૦૦ સંસ્થાનો અને ૨૫૦૦,૦૦૦ માણસની વસ્તી છે.

**सामान्य देखाव**—આપણે કાઠિઆવાડના નકશા તરફ નજર કરીશું તો જણાશે કે આ પ્રાંતની ચારે દિશાએ નદીઓ વહે છે, અને વચલા ભાગમાં પર્વતોની હારો આવેલી છે તેમાં ઘણી ખરી નદીઓનાં મૂળ છે. ઉત્તર દિશા તરફ રણ છે, તોપણ તે તરફ નદીઓ વહે છે અને સમાઇ જાય છે. આ રણમાં ચોમાસામાં પાણી ભરાઇ રહે છે, તેથી ત્યાં ઘણા જુના કાળમાં દરીઓ હશે. પૂર્વ તરફની જમીનમાં અંદરના ખારને લીધે તે પાણી ભાંભળું થઈ જાય છે. વળી નીચે ખોદતાં પત્થર નીકળતો નથી, તેથી આ જગાએ પણ દરીઓ હશે; આ કારણોને લીધે ઘણા જુના વખતમાં કાઠિઆવાડ દ્વીપકલ્પને બદલે બેટ હશે, પણ જમીનના પુરાઇ જવાથી તે તરફનો દરીઓ ખસી ગયો હશે.

**भूतळ रचना**—કાઠિઆવાડની જમીન ધારો ને ડુંગરોની બનેલી છે, તેના મધ્ય ભાગથી માંડીને પશ્ચિમે દરીઆ સુધી તથા દક્ષિણ ભાગમાં ડુંગરોની હારો આવેલી છે; તેથી ઉત્તર તરફની અને પશ્ચિમ તરફની નદીઓ પાણી વિનાની છે, તેમ તે તરફના પર્વતો પણ સૂકા છે; દક્ષિણના ડુંગરો લીલા છે, અને તેમાંથી નીકળનારી નદીઓમાં બારે માસ પાણી વહે છે. મધ્ય ભાગમાં મોટી મોટી નદીઓ વહે છે, તેથી તે ફળદ્રુપ છે. પૂર્વ તરફની જમીન નીચી ને રેતાળ છે, તેમાં ચોમાસામાં પાણી ભરાઇ રહે છે. પશ્ચિમ તરફ પણ એવીજ સ્થિતિ છે.

**पर्वतो**—કાઠિઆવાડમાં નીચે મુજબ ત્રણ હારમાં આવેલા છે.

૧. **ચોટીલો**—આ પર્વત કાઠિઆવાડની વચ્ચોવચ્ચ આવેલો છે. તેના ઉપર બહુ વનસ્પતિ ઉગતી નથી, પણ ઘાસ બહુ ઉગે છે.

૨ **બર્ડો**—આ પર્વત કાઠિઆવાડના મધ્યમાં બરડાની કરોડની પેઠે આવેલો છે તેથી તેનું નામ બર્ડો પાડ્યું છે. તેમાં વાંસ બહુ થાય છે. તે આશરે ૨૦૦૦ ફૂટ ઉંચો છે.

૩ **ગીરનાર**—આ બધા પર્વતોથી ઉંચો છે, તેની ઉંચાઇ ૩૬૦૦ ફૂટ છે. તેને પાંચ શિખરો છે. તેના ઉપર હિંદુ જૈન વગેરે લોકોની જાત્રાનાં ઠેકાણાં છે. ત્યાં સુગંધી વનસ્પતિ ઘણી થાય છે.

૪ **ગીર**—આ ઘણા ડુંગરાઓનું બનેલું જંગલ છે, તે ૩૦ મૈલ લાંબું અને ૧૦ મૈલ પહોળું છે. અહીં **સિંહ** નામે શિકારી જાનવર થાય છે. ગીરમાં ઇમારતી લાકડાં અને ઘીની પેદાશ બહુ થાય છે.

૫ **વાળાકગીર**—આ પર્વત ગીરની પૂર્વ દિશાએ આવેલા ડુંગરાનું જંગલ છે. તેમાં **મોરધાર** અને **શેત્રુંજાના** ડુંગરો આવેલા છે. તેમાં શેત્રુંજો ૧૫૦૦ ફૂટ ઉંચો છે, તેના ઉપર જૈનધર્મની જાત્રા હોવાથી હજારો શ્રાવક લોકો ત્યાં આવે છે.

**નદીઓ**—વહાણો ચાલે કે ખેતરમાં પાણી લઇ જવાય એવી મોટી નદીઓ નથી, પણ સાધારણ નદીઓ છે તે નીચે મુજબઃ—

૧ ચોટીલામાંથી નીકળનારી નદીઓ—વઢવાણ ને લીંબડીના ભોગાવા, સુકભાદર, કાળુભાર, ભાદર, આજી, મચ્છુ અને બાંભણ.

૨ બરડામાંથી નીકળનારી—ઉંડ, રામાવતી, વસ્તુ મોજ અને ગોંડળી.

૩ ગીરનારના ઢાળમાંથી નીકળનારી નદીઓ—ઓઝત અને ઉબેણ.

૪ ગીરપર્વતમાંથી નીકળનારી નદીઓ—હીરણ, શીંગવડો, રાવળ, ધાતરવડી, શેત્રુંજી, માલણ અને બગડ.

**વેપાર-ઉદ્યોગ**—કાઠિઆવાડમાં મુખ્ય વેપાર ખેતીની પેદાશનો છે. કોઇ જગાએ ધાતુ કે બીજી ઉપયોગી વસ્તુઓની ખાણો નથી. ધ્રાંગધરા, વાંકાનેર, રાજકોટ, પોરબંદર, ને જુનાગઢ આગળ ઇમારતી પત્થર નીકળે છે તે પરદેશ જાય છે. ગીરમાં ઇમારતી લાકડાં ને ઘીની પેદાશ થાય છે તેનો થોડો વેપાર ચાલે છે. કપાસ લોઢવાના અને રૂ દાબવાના સંચા ઘણે ઠેકાણે દાખલ થયા છે. તે કપાસની મોસમમાં ચાલે છે. ભાવનગર, વઢવાણ અને મોરબીમાં લુગડાં વણવાની મીલો છે, તે બારે માસ ચાલે છે. જામનગર, પોરબંદર, અમરેલી, વઢવાણ ને ધ્રાંગધરામાં ખત્રી ને ભાવસાર લોકો દેશી રંગાટ કરે છે. આ સિવાય શીહોર, વંથળી અને મોરબીમાં તાંબા પિતળનું,

કુંડલા ને ચુડામાં લોઢાનું કામ થાય છે. વઢવાણમાં દેશી સાબુ બને છે, આ ધંધામાં લોકોનો થોડો રોજગાર ચાલે છે.

**રેલવે**—આ પ્રાંતમાં ચાળીશ વરસ થયાં બંધાઈ છે. તે કાઠિઆવાડના મોટા દરબારોએ બંધાવી છે. તેને **કાઠિઆવાડની રેલવેઓ** કહે છે.

૧ **ભાવનગર સ્ટેટ રેલવે**–ભાવનગરથી ધોળા થઇને વઢવાણ ધ્રાંગધરા ને હળવદ સુધી જાય છે, અને ધોળાથી ઢસા થઈ કુંડલા સુધી જાય છે. બોટાદથી જસદણ સુધી, શીહોરથી પાલીતાણા શાખા રેલવેઓ જાય છે.

૨ **ગોંડળ પોરબંદર સ્ટેટ રેલવે**–ઢસાથી જેતલસર ને પોરબંદર સુધી, અને જેતલસરથી રાજકોટ સુધી જાય છે. તેમાં ખીજડીઆથી અમરેલી ધારી રેલવે ગાયકવાડ સરકારે જોડી છે.

૩ **જુનાગઢ સ્ટેટ રેલવે**–જેતલસરથી જુનાગઢ થઇને વેરાવળ સુધી, જુનાગઢથી બાંટવા અને જુનાગઢથી વીસાવદર સુધી જાય છે.

૪ **મોરબી સ્ટેટ રેલવે**–વઢવાણથી વાંકાનેર થઇને રાજકોટ સુધી અને વાંકાનેરથી મોરબી સુધી જાય છે.

૫ **જામનગર સ્ટેટ રેલવે**–રાજકોટથી જામનગર સુધી જાય છે.

**બંદરો**—કાઠિઆવાડની ત્રણ બાજુએ દરીઆ હોવાથી કિનારો લાંબો છે તેથી દરીઆ રસ્તે માલ લઇ જવાને મુસાફરી કરવાને અનુકૂળ પડે છે. હાલમાં ઘણોખરો માલ અને મુસાફરી આગબોટ માર્ફત થાય છે. તે કરાંચીથી માંડવી (કચ્છ) થઇ દ્વારકા, પોરબંદર, વેરાવળ, જાફરાબાદ, મહુવા ને ભાવનગર થઈ મુંબઇ જાય છે. હમણાં રેલવે સાથે આગબોટની કંપનીઓ જોડાઇ ગઇ છે; તેથી દરીઆ રસ્તેથી રેલવે માર્ફત માલ મંગાવવાની સગવડ થઇ છે.

**રાજકીય બંદોબસ્ત**—આ પ્રાંતમાં ઘણા રાજાઓનાં સંસ્થાનો આવેલાં છે. તે બધાં ઉપર અંગ્રેજ સરકારનું ઉપરીપણું છે. તેથી તેની દેખરેખ રાખવાને મુંબઇ સરકાર તરફથી એક જુદો અમલદાર રાખવામાં આવેલ છે તેને **ગવર્નરનો એજંટ એટલે એજંટ ટુ ધી ગવર્નર** કહે છે. તેનો મુકામ રાજકોટમાં છે. ત્યાં અંગ્રેજી લશ્કરની છાવણી છે. રજવાડાના

વિસ્તાર પ્રમાણે સાતવર્ગમાં ગોઠવીને ચડતી ઉતરતી સત્તા નક્કી કરી છે. પહેલા વર્ગવાળાને પોતાની હદમાં થએલાં ગુન્હાની તપાસ કરવાની પૂરે-પૂરી સત્તા છે. જુનાગઢ, જામનગર, ભાવનગર, ધ્રાંગધરા, ગોંડળ, મોરબી, પોરબંદર ને જાફરાબાદ એ આઠ સંસ્થાનો પહેલા વર્ગમાં છે. બીજા વર્ગના રાજાઓને પહેલા વર્ગ કરતાં થોડી ઓછી સત્તા છે. વાંકાનેર, પાલીતાણા, ધ્રોળ, લીંબડી, રાજકોટ અને વઢવાણ આ ૬ સંસ્થાનો બીજા વર્ગમાં છે; ત્રીજા, ચોથા, પાંચમા અને છઠ્ઠા વર્ગવાળા રાજાઓને એક બીજાથી ઉતરતી સત્તા આપી છે. બિલકુલ સત્તા વિનાના રાજાઓ સાતમા વર્ગમાં ગણાય છે.

કાઠિઆવાડ મોટી એજન્સિ હોવાથી એજંટ ટુ ધી ગવર્નરને મદદને માટે તેના ચાર પ્રાંત ઠરાવીને તે ઉપર એક એક પોલિટિકલ એજંટ નીમેલ છે. તેનાં નામ તથા સદર સ્ટેશનો નીચે મુજબ:—

| પ્રાંતનું નામ. | સ્ટેશનનું નામ. |
|---|---|
| ઝાલાવાડ. | વઢવાણ—કાંપ. |
| હાલાર. | રાજકોટ. |
| સોરઠ. | જેતલસર. |
| ગોહિલવાડ. | સોનગઢ. |

એજંટ ટુ ધી ગવર્નર પોતે રાજની સામાન્ય દેખરેખ રાખે છે, ઈન્સાફના કામમાં મદદ કરવા માટે તેના હાથ નીચે જુડિસિયલ પોલિ-ટિકલ એજંટ છે. તે એજન્સિના તાબાની કોર્ટોનો છેવટનો ચુકાદો આપે છે. એજન્સિમાં બનતા ગુન્હા પકડવાને અને સુલેહ જાળવવાને પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ છે, તેના હાથ નીચે નાના તાલુકામાં ફોજદારો હોય છે. અને દરેક ગામડામાં પોલીસ પટેલ હોય છે, તે ગામનો બંદોબસ્ત રાખે છે. સરકારી મકાનો અને સડકોની દેખરેખને માટે એજન્સિ ઇંજનેર છે. રાજકોટની સરકારી ઇસ્પિતાલ (દવાખાના)નો દાક્તર એજન્સિના તાબાનાં દવાખાનાંની દેખરેખ રાખે છે. લોકોની કેળવણીને માટે ઘણાં ખરાં ગામોમાં

નિશાળો ઉઘાડવામાં આવી છે. મોટાં શહેરોમાં અંગ્રેજી નિશાળો છે, તેનો ખર્ચ રજવાડા આપે છે. નિશાળોની પરીક્ષા લેનાર તથા વહીવટ ચલાવનાર અધિકારીને **એજન્સિ એજ્યુકેશનલ ઑફીસર** કહે છે.

સંસ્થાનોનોના રાજાઓ પોતાનાં સંસ્થાન કે તાલુકાનો વહીવટ **દીવાન કે કારભારી** માર્ફત એજન્સિના બંધારણ પ્રમાણે ચલાવે છે. તેમના ઉપર પ્રાંતના પોલિટિકલ એજંટની દેખરેખ હોય છે.

આ ચાર પ્રાંતો સિવાય ગાયકવાડનો અમરેલી પ્રાંત મળીને કાઠિઆવાડના પાંચ વિભાગો પડે છે.

**ઝાલાવાડ**—કાઠિઆવાડની ઉત્તરે કચ્છના રણની અડોઅડ છે. ઘણાં સંસ્થાનો **ઝાલા રજપુતોનાં** હોવાથી તેનું નામ ઝાલાવાડ પડયું છે. ક્ષેત્રફળ ૩૯૬૮ ચોરસ માઇલ, અને વસ્તી ૩૦,૫૦૦૦ માણુસની છે.

**પર્વત—ચોટીલો**, તે ઝાલાવાડની ઉત્તરેથી શરૂ થઇને ઠેઠ દક્ષિણ સુધી ગએલો છે. તેના ફાંગો, **માંડવધાર** અને **મદાવો** ત્રણ ભાગો છે.

**મુખ્ય નદીઓ**—વઢવાણ ને લીંબડીના ભોગાવા અને **સુકભાદર**.

**વઢવાણનો ભોગાવો**—ચોટીલા પર્વતમાંથી નીકળીને નળકાંઠામાં સમાઇ જાય છે. આ નદીમાં પાણી હોતું નથી. તેના ઉપર **વઢવાણ** છે.

**લીંબડીનો ભોગાવો**—ચોટીલા પર્વતમાંથી નીકળીને નળકાંઠામાં સમાઇ જાય છે. તેમાં વરસનો ઘણો ભાગ પાણી હોતું નથી. તેના ઉપર **લીંબડી** છે.

**સુકભાદર**—ચોટીલા પર્વતમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે. આ નદીમાં થોડું પાણી વહે છે, તેથી તેને સૂકાયલી ભાદર કે સુકભાદર કહે છે.

**મુખ્ય સંસ્થાનો**—*૧ ધ્રાંગધરા; ૨ લીંબડી ને વઢવાણ, ૪ લખતર, સાયલા ને ચુડા.

**ધ્રાંગધરા રાજ્ય**—આ પ્રાંતમાં મોટામાં મોટું છે, તેનું ક્ષેત્રફળ ૧૦૦૦

---

* આ આંકડા જે જે સંસ્થાન આગળ છે તે તેનો વર્ગ બતાવે છે.

ચો. મા. છે. તેના રાજકર્તાને **રાજ** કહે છે. આ પ્રાંતના બધા ઝાલા રજ-પુતોના તે મુરબ્બી કહેવાય છે; તેની રાજધાની **ધ્રાંગધરા** (૧૫૦૦૦) ફલકુ નદીને કાંઠે છે. ત્યાંના ઇમારતી પત્થર વખણાય છે. બીજું ગામ **હળવદ** છે. ત્યાં અસલ રાજધાની હતી. ધ્રાંગધરાથી અહીં સુધી રેલવે આવી છે. **લીંબડી** (૧૧૦૦૦) એ વિસ્તારમાં ધ્રાંગધરાથી અડધું છે. ત્યાં સુડીઓ સારી થાય છે. તેનું બીજું ગામ **શીઆણી** છે. **વઢવાણ** (૧૫૦૦૦) એ લીંબડીથી વિસ્તારમાં અડધું છે. અહીંનો દેશી સાબુ વખણાય છે, તે પરદેશ જાય છે. તેનું બીજું ગામ **નાગનેશ** છે. **વઢવાણ–કાંપ–શહેરથી** ત્રણ મૈલ ઉપર આ પ્રાંતના પોલિટિકલ એજંટનો મુકામ છે. ત્યાં રેલવેનું મોટું જંકશન હોવાથી વેપાર સારો ચાલે છે, તેથી વધીને મોટું શહેર થયું છે. અહીં નાના તાલુકદારોના કુંવરોને ભણવાને **ગરાસીઆ સ્કૂલ** છે. **લખતર**–એનું બીજું ગામ **થાન** છે. ત્યાંનાં માટીનાં વાસણ વખણાય છે. **સાયલા** પાસે જુનું તળાવ છે. **ચુડા**–અહીંનાં હવા પાણી સરસ ગણાય છે, તેમ જ લોઢાના દેશી કાંટા બહુ સારા થાય છે. **મુળી**માં સ્વામી-નારાયણનું મોટું મંદિર છે. **બજાણા** ને **ઝીંઝુવાડા** એ નાના તાલુકા છે.

**હાલાર**—કચ્છના અખાતની દક્ષિણે અને કાઠિઆવાડની વાયવ્યે આવ્યો છે. ઘણાં રાજ્યો જાડેજા રજપુતોનાં છે. અગાઉ **હાલા જાડેજા**એ આ પ્રાંત જીતીને રાજ્ય સ્થાપ્યું હતું, માટે તેના પરથી **હાલાર** પડયું છે. ક્ષેત્રફળમાં ઝાલાવાડ કરતાં બમણો છે અને વસ્તીમાં અઢી ગણો છે. આ પ્રાંતમાં ઘણા ડુંગરો ને રેતાળ ભાગ ઘણો છે. દક્ષિણ ભાગમાં ખેતી સારી થાય છે. ઝાલાવાડ કરતાં પેદાશમાં ચઢીઆતો છે.

**મુખ્ય પર્વતો**—**બરડો**, તેમાં **ગોપ**, **ઓસમ** અને **આલચના** છુટા છુટા ડુંગરો છે, તેમાં વાંસની પેદાશ બહુ થાય છે.

**મુખ્ય નદીઓ**—મચ્છુ, આજી, ઊંડ, અને ગોંડળી.

**મચ્છુ**—ચોટીલા પર્વતમાંથી નીકળીને વાયવ્ય ખૂણામાં વહીને કચ્છના રણમાં જાય છે. તેના ઉપર **વાંકાનેર** ને **મોરબી** છે.

**આજી**—ચોટીલા પર્વતની માંડવધારની ટેકરીમાંથી નીકળીને કચ્છના અખાતને મળે છે તેના ઉપર **રાજકોટ** છે.

**ઊંડ**—ચોટીલા પર્વતમાંથી નીકળીને કચ્છના અખાતને મળે છે. તેના ઉપર **જોડીઆ** છે.

**ગોંડળી**—ગોપના ડુંગરમાંથી નીકળીને ભાદર નદીને મળે છે.

**મુખ્ય સંસ્થાનો**—૧ નવાનગર, ગોંડળ ને મોરબી. ૨ ધ્રોળ, રાજકોટ ને વાંકાનેર, ૩ વીરપુર ને કોટડાસાંગાણી.

**નવાનગર રાજ્યનું** ક્ષેત્રફળ ઝાલાવાડ જેવડું છે, પણ વસ્તીમાં વધારે છે. રાજકર્ત્તાને **જામ** કહે છે. તે બધા જાડેજારજપુતોના મોટેરા ગણાય છે. તેની રાજધાની **નવાનગર** કે **જામનગર** (૫૪૦૦૦) છે. અહીં કંકુ, બાંધણી ને રેશમી કાપડ બને છે. બીજાં ગામો—**ખંભાળીઆ** પાસે લોઢાની કાંકરી જડે છે, પણ લોઢું ગાળવામાં આવતું નથી. **કાલાવાડ** ને **જોડીઆ** એ મોટા તાલુકા છે. **બાલાચડી** હવા ખાવાનું ઠેકાણું છે. **ગોંડળ સંસ્થાન** નવાનગરથી વિસ્તારમાં ચોથા ભાગે છે, પણ વસ્તીમાં અડધું છે. તેની રાજધાની **ગોંડળ** (૧૫૦૦૦) ગોંડળી નદીને કાંઠે છે. ત્યાં ગરાસીઆના કુંવરોને ભણવાને કોલેજ છે. બીજાં ગામો **ધોરાજી** (૨૦૦૦૦) વેપારી શહેર છે. એ સિવાય **ઉપલેટા** ને **ભાયાવદર** છે. **મોરબી સંસ્થાન** ગોંડળથી થોડું નાનું છે, પણ વસ્તીમાં અડધું છે; તેની રાજધાની **મોરબી** (૧૫૦૦૦) મચ્છુ નદીને કાંઠે છે. તે નદી ઉપર ૬૨૫ ફૂટ લાંબો ઝુલતો પૂલ જોવા જેવો છે. અહીં તાંબા પિત્તળનાં વાસણો બહુ સારાં થાય છે. બીજાં ગામો **વવાણીઆ** ને **ટંકારા** છે. **રાજકોટ સંસ્થાન** (૩૫૦૦૦) મોરબીથી ત્રીજા ભાગનું છે. **રાજકોટ** આજી નદીને કાંઠે છે; તેની પશ્ચિમે સરકારી કાંપ છે. તેમાં કાઠિઆવાડના એજંટ ટુ ધી ગવર્નર અને આ પ્રાંતના પોલિટિકલ એજંટના મુકામો છે. અહીં રાજાના કુંવરોને માટે **રાજકુમાર કોલજ** તથા **જ્યુબિલીનું સંગ્રહસ્થાન** જોવાજોગ છે. બીજું ગામ **સરધાર** છે. **ધ્રોળ** બીજા વર્ગનું સંસ્થાન છે. **વાંકાનેર** (૧૦૦૦૦) એ

મચ્છુ નદી ઉપર વાંકી બાંધણીનું શહેર છે, તેથી તેનું નામ વાંકું નગર ઉપરથી વાંકાનેર નામ પડયું છે. વીરપુરમાં જલા ભક્તની મોટી જગા છે. એ સિવાય કોટડા સાંગાણી નાનો તાલુકો છે.

**સોરઠ**—પ્રાંત કાઠિઆવાડની દક્ષિણે અરબી સમુદ્રની અડોઅડ છે. અસલ આ પ્રાંતને **સૌરાષ્ટ્ર** કહેતા હતા, તે ઉપરથી સોરઠ કહેવાય છે. વિસ્તારમાં ઝાલાવાડથી દોઢો અને વસ્તીમાં બમણો છે. હાલાર અને ઝાલાવાડ કરતાં ખેતીની પેદાશ સારી થાય છે. મધ્યમાં ગીરનું મોટું જંગલ છે. તેમાં મધ, મીણ ને ઘીની પેદાશ સારી થાય છે. આ પ્રાંતનો પોલિટિકલ એજંટ **જેતલસર**માં રહે છે.



ગીરના ઉપરનાં જૈન દહેરાં—જુનાગઢ.

**મુખ્ય પર્વત**—૧ ગીરનાર—એના ઉપર અંબાજી, ગુરૂદત્તાત્રેય ને ગોરખનાથ એ હિંદુઓનાં સ્થાનકો છે, નેમનાથ એ શ્રાવક લોકોનું છે, અને દાતાર એ મુસલમાનોનું જાત્રાનું ઠેકાણું છે. ૨ ગીરમાં તુળસીશ્યામ જાત્રાનું ઠેકાણું છે, ત્યાં ઊના પાણીના કુંડો છે.

**મુખ્ય નદીઓ**—ભાદર ને ઓઝત.

**ભાદર**—ચોટીલા પર્વતના મદાવા ડુંગરમાંથી નીકળીને પશ્ચિમ તરફ વહીને અરબી સમુદ્રને મળે છે. આ નદી કાઠિઆવાડમાં બધી નદીઓ કરતાં મોટી છે, એટલે તે ૧૯૦ મૈલ લાંબી છે.

**મુખ્ય સંસ્થાનો**—૧ જુનાગઢ, ને જાફ્રાબાદ, ૨ પોરબંદર, ૩ બાંટવા, ૪ જેતપુર.

**જુનાગઢ રાજ્ય**—કાઠિઆવાડમાં પહેલા નંબરનું ગણાય છે. રાજકર્ત્તા બાબી મુસલમાન છે, તે **નવાબ** કહેવાય છે. તે ઘણાંખરાં સંસ્થાનો પાસેથી ખંડણી લે છે. વિસ્તારમાં નવાનવગર રાજ્ય જેવડું પણ વસ્તીમાં સવાયું છે. તેની રાજધાની **જુનાગઢ** (૩૫૦૦૦) ગીરનાર પર્વતની પશ્ચિમે જુનું ને રળિઆમણું શહેર છે. ઉગમણી બાજુએ જુનો કિલ્લો છે, તેને ઉપરકોટ કહે છે, તે જોવા જેવો છે. એ સિવાય રાજમહેલ, બહાઉદ્દીન કોલેજ ને મકબરો એ જોવાજોગ મકાનો છે. બીજાં શહેરો–**વેરાવળ** (૧૫૦૦૦) અરબી સમુદ્રને કાંઠે મોટું બંદર છે. **પાટણ**માં સોમનાથ મહાદેવનું પ્રસિદ્ધ દહેરૂં છે; તેમજ ત્યાં પ્રભાસતીર્થ ઉપર લોકો શ્રાદ્ધ સરાવે છે. **માંગરોળ**, (૧૫૦૦૦) **કુતીઆણા**, **વંથળી** અને **ઊના** એ મોટાં ગામો છે. **પોરબંદર** (૨૩૦૦૦) એ લીંબડી સંસ્થાન જેવડું છે. ત્યાં શ્રીકૃષ્ણના મિત્ર સુદામાજીનું પ્રસિદ્ધ મંદિર છે તેથી તેને **સુદામાપુરી** કહે છે. રાજકર્ત્તાને **મહારાણા** કહે છે. **માધવપુર**માં માધવરાયનું મંદિર છે. **જાફરાબાદ** તાલુકો મુંબઈની દક્ષિણે આવેલા જંજીરા સંસ્થાનને તાબે છે. એ બંદર છે. **બાંટવા** (૧૦૦૦૦) એ બાબી મુસલમાનનો તાલુકો છે. **જેતપુર** (૧૫૦૦૦) એ કાઠી દરબારોનો મોટો તાલુકો છે. **બગસરા**માં દેશી રંગાટ ને વણાટનું કામ બહુ સારૂં થાય છે.

**ગોહિલવાડ**–કાઠિઆવાડના અગ્નિ ખુણામાં આવેલો છે, તેની દક્ષિણે અરબી સમુદ્ર અને પૂર્વે ખંભાતનો અખાત છે. ઘણાં સંસ્થાનો ગોહિલ રજપુતોનાં છે, તેથી તેનું નામ **ગોહિલવાડ** પડયું છે. વિસ્તારમાં ઝાલાવાડ કરતાં થોડો મોટો છે, પણ વસ્તી લગભગ બમણી છે. જમીન કાળી ને ફળદ્રુપ છે.

આ પ્રાંતનો પોલિટિકલ એજંટ **સોનગઢમાં** રહે છે.

**मुख्य पर्वतो**—**વાળાકગીર**. તેની ઉત્તર તરફના ડુંગરને **શેત્રુંજો** કહે છે. તેના ઉપર શ્રાવક લોકોની જાત્રા છે.

**मुख्य नदीओ**—ઘેલો, કાળુભાર ને શેત્રુંજી.

**ઘેલો**—મદાવા ડુંગરમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે, આ નદીને ગઢડા પાસે સ્વામીનારાયણના ધર્મના લોકો પવિત્ર માને છે.

**કાળુભાર**—મદાવા ડુંગરમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે. ભાવનગર પાસે દરીઆને મળતાં પહેલા તેનું મુખ પહોળું થાય છે, તેથી તેને **ભાવનગરની ખાડી** પણ કહે છે.

**શેત્રુંજી**—ગીર પર્વતમાંથી નીકળીને પૂર્વ તરફ વહીને અગ્નિખુણામાં ખંભાતના અખાતને મળે છે. આ નદી ૧૦૦ મૈલ લાંબી છે.

**मुख्य संस्थानो**—૧ ભાવનગર. ૨ પાલીતાણા. ૩ વળા ને જસદણ.

**भावनगर राज्य**—જુનાગઢથી થોડું નાનું પણ વસ્તી થોડી વધારે છે. રાજકર્ત્તાને **મહારાજા** કહે છે. તેની રાજધાની **भावनगर** (૬૦૦૦૦) ખંભાતના અખાતને કિનારે મોટું અને ચઢીઆતું બંદર છે. વેપાર અને વસ્તીમાં આ શહેર કાઠિઆવાડમાં પહેલે નંબરે છે. બીજાં શહેરો-**शीहोर** (૯૦૦૦) માં તાંબા પિત્તળનાં વાસણો વખણાય છે. **महुवा** ( ૧૭૦૦૦ ) અરબી સમુદ્રને કિનારે બંદર છે. અહીંઆ હાથીદાંતની કારીગરી તથા લાકડાનાં રમકડાં સારાં થાય છે. **कुंडला** (૧૦૦૦૦) માં લોઢાનો સામાન સારો થાય છે. **गढडा** ઘેલો નદી ઉપર સ્વામીનારાયણ ધર્મનું મોટામાં મોટું ધામ છે. **पालिताणा संस्थान** રાજકોટ સ્ટેટ જેવડું છે. તેની રાજધાની **पालीताणा** શેત્રુંજા ડુંગરની તળેટીમાં છે તેથી ઘણા શ્રાવક લોકો જાત્રાએ આવે છે. **वळा** પાસે વલ્લભીપુર નામે જુના શહેરનું ખંડેર છે. **जसदण** એ કાઠી દરબારનો મોટો તાલુકો છે.

**अमरेली प्रांत**—કાઠિઆવાડમાં ગાયકવાડનો જેટલો મુલક છે, તેનો બનાવ્યો છે; તે વિસ્તાર ને વસ્તીમાં ગોંડળ રાજ્યની બરાબર છે.

**મુખ્ય મહાલો**—અમરેલી, ધારી, કોડીનાર, દામનગર ને ઓખામંડળ.

**નદીઓ**—શેત્રુંજી, શીંગવડો અને સોમત.

**શેત્રુંજી**—ગીર પર્વતમાંથી નીકળીને ધારી અને અમરેલી મહાલમાં વહીને અરબી સમુદ્રને મળે છે. તેના ઉપર **ધારી** છે.

**શીંગવડો ને સોમત**—ગીર પર્વતમાંથી નીકળીને કોડીનાર મહાલમાં વહીને અરબી સમુદ્રને મળે છે.

**મુખ્ય શહેરો**—**અમરેલી** (૧૫૦૦૦) અહીંઆ દેશી રંગાટ ને વણવાનું કામ બહુ સારૂં થાય છે. **ધારી**માં ગાયકવાડની લશ્કરી છાવણી છે. **કોડીનાર** ને **દામનગર** એ મોટા કસ્બા છે. **દ્વારકા** ઓખામંડળ મહાલમાં જાત્રાનું મોટું ધામ છે. **શંખોદ્ધાર** કચ્છના અખાતમાં બેટ છે ને જાત્રાનું ઠેકાણું છે.

**દીવ**—બેટ કાઠિઆવાડની દક્ષિણે ૮ મૈલ લાંબો ને ૨ મૈલ પહોળો છે. તે ફીરંગી (પોર્ટુગીઝ) સરકારને તાબે છે. તેમાં **દીવ** મોટું શહેર છે. ત્યાં કચકડાનો સામાન અને દેશી રંગાટ બહુ સારો થાય છે.

---

# શુદ્ધ ગુજરાત કે ઉત્તર વિભાગ.

**સીમા**—ઉત્તરે મારવાડ તથા મેવાડ; પૂર્વે આરાસુર પર્વત, ડુંગરપુર ને વાંસવાડાનાં સંસ્થાનો; દક્ષિણે ખાનદેશ ને નાશિક જિલ્લા, પશ્ચિમે ખંભાતનો અખાત, કાઠિઆવાડ અને કચ્છનું રણ છે.

**વિસ્તાર**—ઉત્તર દક્ષિણ લંબાઈ ૩૦૦ મૈલ, અને પૂર્વ પશ્ચિમ પહોળાઇ ૨૦૦ મૈલ છે. તેનું ક્ષેત્રફળ કાઠિઆવાડથી દોઢું અને વસ્તી પોણાત્રણ ગણી છે. આ વિભાગમાં ત્રણ પ્રકારનાં રાજ્યો છે. (૧) અંગ્રેજી રાજ્ય, (૨) ગાયકવાડી રાજ્ય (૩) દેશી રાજ્યો.

**સામાન્ય દેખાવ**—ઉત્તર અને ઇશાન કોણની સરહદ ઉપર પર્વતો આવેલા છે, તેનો ઢાળ નૈર્ઋત્ય કોણ તરફ છે, તેમાંથી જે નદીઓ નીકળે છે, તેનું વહેન તે દિશા તરફ છે. પૂર્વ દિશાએ આવેલા ડુંગરોનો ઢાળ પશ્ચિમ તરફ છે. તેમાંથી જે નદીઓ નીકળે છે તે પશ્ચિમ તરફ વહે છે.

દક્ષિણે આવેલા ડુંગરોની હારોમાં પુષ્કળ જંગલો છે. મધ્ય ભાગ કેવળ સપાટ છે. તેમાં ઘણી નાની નદીઓ વહે છે. પશ્ચિમ ભાગમાં નદીઓના મુખથી ચીરાએલો દરીઆ કાંઠો છે.

ગુજરાતની ઉત્તર તરફની જમીન રેતાળ ને ખારી છે. ઈશાન અને પૂર્વ તરફની જમીન ધારોવાળી છે, તેથી તે બાજુ તરફ લાકડાંની પેદાશ થાય છે, તેમજ તે ડુંગરમાંથી આરસપહાણ નીકળે છે. મધ્ય ભાગની જમીન સપાટ છે અને તેમાં ઘણી નદીઓ વહે છે, તેથી ફળદ્રુપ હોઈને ખેતીની પેદાશ ઘણી સારી થાય છે. ત્યાં આંબા, મહુડાં વગેરે ઉપયોગી ઝાડો ઘણાં છે. પશ્ચિમ ભાગમાં નદીથી ઘસડાઈ આવેલો કાંપ કચરો ઠરે છે, તેથી તે જમીનમાં કપાસ તથા ફળફળાદિની પેદાશ બહુ થાય છે. એકંદરે જોતાં **શુદ્ધ ગુજરાત** કાઠિઆવાડ કરતાં બહુ રસાળ અને પૈસે ટકે આબાદ મુલક છે. તેથી ગુજરાતમાં કાચું સોનું પાકે છે એમ કહેવાય છે.

**પર્વતો**—ગુજરાતના ઉત્તર પૂર્વ અને દક્ષિણ સીમાડા ઉપર પર્વતોની હારો છે, મધ્ય ભાગમાં નથી. મુખ્ય પર્વતો નીચે મુજબ છે.

**આબુ**—આ પર્વત ગુજરાતની છેક ઉત્તરે આવેલો છે. તે આરાવલી પર્વતની શાખા છે. તેના ઉપર જૈન લોકોનાં પ્રસિદ્ધ દહેરાં છે.

**આરાસુર**—આ પર્વત ગુજરાતની ઇશાન સરહદ તરફ આવેલો છે, તેમાં કોઇ કોઈ જગાએ આરસપહાણ નીકળે છે, તેથી આ પત્થરના નામ ઉપરથી પર્વતનું નામ આરાસુર પડયું હશે.

**પાવાગઢ**—આરાસુર પર્વતની દક્ષિણના ડુંગરને પાવાગઢ કહે છે. એનું શિખર ૨૫૦૦ ફુટ ઉંચું છે. તેના ઉપરના કિલ્લાને હમેશાં પવનના ઝપાટા લાગ્યાં કરે છે તેથી તેને **પવનગઢ** કે **પાવાગઢ** કહે છે.

**રાજપીંપળા કે સાતપુડા**—ગુજરાતની દક્ષિણે આ પર્વત આવ્યો છે. તે સહ્યાદ્રિ પર્વતની શાખા છે.

**નદીઓ**—આ વિભાગમાં ચાર મોટી છે, તેના મુખમાં થોડા મૈલ સુધી વહાણો ચાલી શકે છે, બીજી નદીઓ નાની છે.

**સાબરમતી**—ઉત્તરે આબુ પર્વતમાંથી નીકળીને દક્ષિણમાં વહી ખંભાતના અખાતને મળે છે. આ નદીની લંબાઈ ૧૬૦ મૈલ છે. તેના ઉપર **સાદરા** ને **અમદાવાદ** છે.

**મહી**—ગુજરાતની પૂર્વે છેટેના પર્વતમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે. આ નદી ઘણી ઉંડી ને પહોળી છે; તેથી લોકો તેને **મહીસાગર** કહે છે. કાંઠાની આસપાસના મુલકને **મહીકાંઠા** અને **મેવાસ** કહે છે.

**નર્મદા**—ગુજરાતની પેલી મેરથી નીકળીને આથમણી વહી ખંભાતના અખાતને મળે છે. આ નદી બધી નદીઓ કરતાં મોટી છે. તેની લંબાઇ મહી કરતાં બમણી છે. તેનું બીજું નામ **રેવા** છે. તેના કાંઠાના મુલકને **રેવાકાંઠા** કહે છે. તેના મુખથી ૧૦૦ માઇલ સુધી વહાણો ફરી શકે છે. તેના ઉપર **ભરૂચ** છે.

**તાપી**—સાતપુડા પર્વતમાંથી નીકળીને આથમણી દિશા તરફ વહી ખંભાતના અખાતને મળે છે. લંબાઇ મહીની બરાબર છે. તેના ઉપર **સુરત** છે.

**બનાસ**—આબુપર્વતમાંથી નીકળીને નૈઋત્ય કોણ તરફ વહીને કચ્છના રણમાં સમાઈ જાય છે. આ નદી ખારી જમીનમાં વહે છે તેથી તેનું પાણી ખારૂં થઇ જાય છે. તેના ઉપર **રાધનપુર** ને **ડીસા** છે.

**સરસ્વતી**—આબુપર્વતમાંથી નીકળીને કચ્છના રણમાં સમાઇ જાય છે. આ નદીનો થોડો ભાગ પૂર્વ પશ્ચિમ વહે છે. તેટલા ભાગને લોકો પવિત્ર માની ત્યાં શ્રાદ્ધ સરાવે છે. તેના ઉપર **પાટણ** ને **સિદ્ધપુર** છે.

**હાથમતી**—આરાસુરના પર્વતમાંથી નીકળીને સાબરમતીને મળે છે. તેના ઉપર **અમનગર** છે.

**વાત્રક**—આરાસુર પર્વતમાંથી નીકળીને, નૈઋત્ય કોણમાં વહીને સાબરમતીને મળે છે. તેના ઉપર **મેમદાવાદ** અને **ખેડા** છે.

**ઢાઢર**—પાવાગઢના ડુંગરમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે, તેના ઉપર **આમોદ** ને **ટંકારીઆ** છે.

**અંબિકા**—સાતપુડાના ડુંગરમાંથી નીકળીને આરબી સમુદ્રને મળે છે. તેના ઉપર **ગણદેવી** છે.

**અવરંગા**—સલગાણાના ડુંગરમાંથી નીકળીને આરબી સમુદ્રને મળે છે. તેના ઉપર **ધરમપુર** અને **વલસાડ** છે.

**વેપાર ઉદ્યોગ**—ગુજરાતમાં મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે. જમીન કસવાળી હોઇને દેશ આબાદ અને પૈસે ટકે સુખી છે. વેપાર એ પાકની જણસોનો ચાલે છે. ખનીજ પેદાશમાં આરાસુર પર્વતમાં કોઇ જગાએ આરસપહાણ નીકળે છે; મહીકાંઠામાં અરપોદ્રા ગામ આગળ અબરખની ખાણો છે, અને રેવાકાંઠા વિભાગમાં અકીકના પથરા જડે છે. મોટા શહેરોમાં કેટલોક હુન્નરી બનાવટનો માલ બને છે. જેમકે અમદાવાદમાં સુતરાઉ અને રેશમી કાપડ; વીસનગરમાં તાંબાપિત્તળનાં વાસણ, આતરસુંબામાં લોઢાનું કામ, પેથાપુરમાં છાપુંયલ, કપડવંજમાં કાચ ને સાબુ, ખંભાતમાં અકીકના પથરાનું કામ, સુરતમાં જરી કામ, ભરૂચમાં સુતરની સુજનીઓ ને ટુવાલ, પેટલાદ અને ડભોઇનું દેશી કાપડ, ગણદેવીની દેશી ખાંડ વગેરે ઠેકાણે માલ બને છે. આ સિવાય અમદાવાદ, વીરમગામ, વડોદરા, ભરૂચ ને સુરતમાં કાપડ વણવાની કેટલીક મીલો છે. વળી કપાસની મોસમમાં ઘણાંખરાં ગામો અને શહેરોમાં કપાસ લોઢવાનાં અને રૂ દાબવાનાં કારખાનાં છે તેનો મોસમમાં ઉદ્યોગ ચાલે છે.

**રેલવે**—આ દેશમાં પહેલી પચાસ વર્ષ પહેલાં બંધાઇ છે, ત્યારથી અત્યાર સુધીમાં ઘણી રેલવે થઇ છે. તેથી દેશનો વેપાર વધ્યો છે, અને જવા આવવાની સવડ સારી થઇ છે. મુખ્ય રેલવેઓ નીચે મુજબ:—

**૧ મુંબઇ વડોદરા અને મધ્ય હિંદુસ્તાન રેલવે**—આ રેલવે મુંબઇથી વસઇ, માહિમ, સુરત, વડોદરા, નડીઆદ, અમદાવાદ ને વીરમગામ થઇને ખારાઘોડા સુધી જાય છે. તેનો પાટો ૫॥ ગજ પહોળો છે, તેથી તેને **બ્રૉડગેજ** કે પહોળા પાટાની રેલવે કહે છે.

**૨ રજપુતાના માળવા રેલવે**—

**અ** અમદાવાદથી મહેસાણા ને પાલણપુર થઇને રજપુતાનામાં જાય છે.

**બ** આણંદથી ગોધરા પાસે થઇને રતલામ તરફ માળવામાં જાય છે.

૩ **તાપ્ટી વેલી રેલવે**—સુરતથી બ્યારા ને નંદુરબાર આગળ જાય છે.

૪ **ધોળકા પ્રાંતીજ રેલવે**—ધોળકાથી અમદાવાદ ને પ્રાંતીજ થઈ અમનગર સુધી જાય છે.

આ સિવાય ગાયકવાડ સરકારે પોતાના રાજ્યમાં રેલવેની ઘણી શાખાઓ કાઢી છે. તેમજ રાજપીંપળા ને ખંભાત સંસ્થાને પણ પોતાની રાજધાનીઓ રેલવેની શાખાઓથી જોડી છે.

**बंदरो**-ગુજરાતમાં દરીઆ કિનારો બહુ થોડો છે. તેમજ સાબરમતી, મહી, નર્મદા, તાપી વગેરે નદીઓનાં મુખ પુરાઇ જવાથી બંદરી વેપાર બહુ ચાલતો નથી. મુંબઇથી કરાંચી સુધી જે આગબોટો આવ જા કરે છે તે **વલસાડ, બીલીમોરા, સુરત, ભરૂચ, ખંભાત** ને ઘોળેરાનાં બંદરોમાં લાંગરે છે. મુંબઇનું બંદર વધવાથી તેમજ રેલવેથી માલ અને મુસાફરીની સગવડ થવાથી બીજાં બંદરોનો વેપાર કમી થતો જાય છે.

**राजकीय बंदोबस्त**—ગુજરાતમાં જુના વખતમાં રજપુત રાજાઓનું મોટું રાજ્ય હતું ત્યારે રાજધાની **પાટણ** શહેરમાં હતી. રજપુત રાજ્ય તુટયા પછી મુસલમાનીરાજ્ય થયું, ત્યારે **અહમદશાહ** નામના પાદશાહે **અમદાવાદ** વસાવી ત્યાં રાજધાની કરી હતી. મુસલમાનોની પડતીના વખતમાં ગુજરાતનો કેટલોક ભાગ મરાઠાએ કબજે કર્યો હતો, બાકીના ભાગમાં નાનાં રાજ્યો હતાં. આ મરેઠી રાજ્ય ૧૦૦ વર્ષ પહેલાં અંગ્રેજ સરકારે જીતવાથી અંગ્રેજી અમલ થયો. આ રાજય મોટું ને સલામતીવાળું હોવાથી બીજાં રાજ્યો તેનાં તાબેદાર થયાં છે.

**अंग्रेजी राज्यनुं बंधारण**—આ પ્રાંતમાં અંગ્રેજ સરકારનું જેટલું ખાલસા રાજ્ય છે તેને **ઉત્તર વિભાગ** કહે છે. તેના ઉપરીને **કમિશનર** કહે છે. તે અમદાવાદમાં રહે છે. આ વિભાગમાં છ જિલ્લા છે એના મુખ્ય અમલદારને **કલેકટર** કહે છે. તે પોતાના જિલ્લાની મહેસુલ એકઠી કરે છે; કેટલાક ફોજદારી ને મહેસુલને લગતા ગુન્હાનો ઇન્સાફ પણ

કરે છે. આ સિવાય લોકોપયોગી કામ ઉપર દેખરેખ રાખે છે. જિલ્લાના તાલુકા કરેલા હોય છે, તેનો મુખ્ય અધિકારી **મામલતદાર** હોય છે. તે તાલુકાની મહેસુલ એકઠી કરે છે અને નાના ગુન્હાનો ઇન્સાફ કરે છે, આ સિવાય તાલુકાની દેખરેખ રાખે છે. તાલુકાના દરેક ગામમાં **તળાટી** હોય છે, તે મહેસુલ ઉઘરાવીને મામલતદારને ત્યાં તીજોરીમાં ભરે છે. તેમજ ખેતી તથા પાકની હકીકત લખી મોકલે છે.

તળાટી સિવાય દરેક ગામમાં **મુખી** ( પોલીસ પટેલ ) હોય છે, તે બંદોબસ્ત રાખે છે, અને ગુન્હો બને તો પરગણાના **ફોજદારને** જાહેર કરે છે. તેના ઉપરીને **પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ** કહે છે.

લેણદેણના કજીઆ ચુકવવાને એક બે તાલુકા વચ્ચે **મુન્સફ** નામે અમલદાર હોય છે; તેના ઉપરી જિલ્લાના **જડજ** હોય છે. તે જિલ્લામાં બધી જાતના ફેંસલા આપે છે.

તાલુકાના કસ્બામાં દવાખાનું હોય છે. તેનો ડાક્ટર માંદા માણસને દવા આપે છે, અને જિલ્લાના મુખ્ય શહેરમાં માંદાં માણસો રહી શકે એવું મોટું દવાખાનું હોય છે. તેના મોટા ડાક્ટરને **સિવિલસર્જન** કહે છે.

મોટા રસ્તા, પુલ, તળાવ અને સરકારી મકાનો વગેરેને બંધાવવાને તથા સમારવાને જિલ્લામાં **ઇંજનેર** નામે અધિકારી હોય છે.

સરકારે રૈયતની કેળવણી માટે ઘણાં ગામોમાં નિશાળો ઉઘાડી છે, તાલુકામાં અંગ્રેજી નિશાળો અને જિલ્લાના મુખ્ય શહેરમાં અંગ્રેજી હાઇસ્કૂલ હોય છે. આ નિશાળોની પરીક્ષા લેવાને **ડેપ્યુટી એજ્યુકેશનલ** ઇન્સપેક્ટરો નીમ્યા છે, અને આખા વિભાગની દેખરેખ રાખનાર અમલદારને **એજ્યુકેશનલ ઇન્સપેકટર** કહે છે.

શહેરો અને કસ્બાના લોકો રાજની બાબત જાણી શકે માટે સરકારે ૪૦૦૦ કરતાં વધારે વસ્તીવાળાં ગામોમાં **મ્યુનિસિપાલીટી** કે સુધરાઇખાતું સ્થાપ્યું છે. તેની મંડળીઓ ગામના મોટા રસ્તા, તે ઉપરનાં ફાનસો, નિશાળો, દવાખાનાં અને લોકોની સુખાકારીની સંભાળ રાખે છે. તેને મામલતદાર અને કલેકટર સરકાર પાસેથી મદદ અપાવે છે.

# ગુજરાતના મુખ્ય વિભાગો નીચે મુજબ છે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | અમદાવાદ | જિલ્લો | મુખ્ય શહેર | અમદાવાદ. |
| ૨ | ખેડા | ,, | ,, | ખેડા. |
| ૩ | ખંભાત | સંસ્થાન | ,, | ખંભાત. |
| ૪ | પંચમહાલ | જિલ્લો | ,, | ગોધરા. |
| ૫ | ભરૂચ | જિલ્લો | ,, | ભરૂચ. |
| ૬ | સુરત | ,, | ,, | સુરત. |
| ૭ | સુરત | એજન્સિ | ,, | ધરમપુર. |
| ૮ | થાણા | જિલ્લો | ,, | થાણા. |
| ૯ | પાલનપુર | એજન્સિ | ,, | પાલનપુર. |
| ૧૦ | મહીકાંઠા | ,, | ,, | સાદરા. |
| ૧૧ | રેવાકાંઠા | ,, | ,, | ગોધરા ને નાંદોદ. |
| ૧૨ | વડોદરા રાજ્ય | ,, | ,, | વડોદરા. |

**अमदावाद जिल्लो**--કાઠિઆવાડની પૂર્વે અને શુદ્ધ ગુજરાતની પશ્ચિમે છે, આ વિભાગના બધા જિલ્લાઓથી મોટો છે, પણ આખો જિલ્લો એક જથ્થે નથી. તે વિસ્તારમાં ઝાલાવાડ પ્રાંતની બરાબર છે, અને વસ્તીમાં ત્રણ ગણો છે. જમીન ઘણે ભાગે સપાટ છે. ફક્ત પ્રાંતીજ તાલુકામાં થોડા ડુંગરો છે. મુખ્ય ધંધો ખેતીનો છે; પેદાશમાં ઘઉં, બાજરી ને ડાંગર થાય છે. કઠોળ, કપાસ ને તલની પેદાશ સારી થાય છે.

**નદીઓ—સાબરમતી**, સુકભાદર, હાથમતી ને વાત્રક.

**તાલુકા**—દશક્રોઈ, વીરમગામ, પ્રાંતીજ, ધોળકા અને ધંધુકા.

**પેટા તાલુકા**—મોડાસા, સાણંદ ને ગોધા.

**મુખ્ય શહેરો—अमदावाद**(*૨૨૫૦૦૦) એ આ જીલ્લાની તથા

* શહેરની પાસે કૌંસમાં વસ્તીના આંકડા મૂકયા છે તે શહેર કેવડું મોટું છે તે જાણવા માટે છે, પરંતુ તે ગોખાવવા નહિ.



જુમામસિદ—અમદાવાદ.

ગુજરાતની રાજધાની છે, કલેક્ટર તથા ઉત્તર વિભાગના કમિશનરના મુકામો અહીં છે. પહેલાં મુસલમાન પાદશાહોની રાજધાની હતી, તેથી તેને રાજનગર પણ કહે છે. અહીંનું રેશમી કાપડ જુના વખતથી વખણાય છે. હાલ સુતરાઉ કાપડની માલો ઘણી થઈ છે તેથી વેપારમાં વધારો થયો છે. જુમામસિદ, શાહઆલમનો રોઝો, સ્વામીનારાયણનું મંદિર, કાંકરીઉં તળાવ, શાહીબાગ વગેરે સ્થળો જોવા લાયક છે. **प्रांतीज** ( ૮૨૦૦ ) અહીં દેશી સાબુ બને છે. હમણાં રેલવે થવાથી વેપાર સારો ચાલે છે. **वीरमगाम** ( ૨૦૦૦૦ ) ગુજરાત અને કાઠિઆવાડની વચ્ચે રેલવેનું મોટું જંકશન થવાથી, કપાસ પીલવાના ને લુગડાં વણવાના સાંચા થવાથી વેપાર ધમધોકાર ચાલે છે. **खाराघोडा**માં વરાગડું મીઠું પાકે છે. **साणंद**નો તમાકુ વખણાય છે. **धोळका** (૧૩૫૦૦) એ જુના વખતમાં રાજધાની હતું. તેની આસપાસ ઝાડી બહુ છે. **धंधुका** (૧૦૦૦૦) ની આસપાસના પ્રદેશને ભાલ કહે છે. **धोरेला** (૧૦૦૦૦) ખંભાતના અખાતને કાંઠે બંદર છે. **रामपुर** ને **घोघा** એ મોટાં ગામો છે. **पाटडी** ( ૫૬૦૦ ) એ કણબી તાલુકદારનો કસ્બો છે.

તેને પહેલાં મીઠાની પેદાશ બહુ થતી, તેથી 'પાટડી સોનાની કાટડી' કહેવાતું હતું.

**ખેડા જિલ્લો**—મહી અને વાત્રક નદીઓની વચ્ચે અને ખંભાત સંસ્થાનની ઉત્તરે આવેલો છે. ક્ષેત્રફળમાં જુનાગઢ સંસ્થાન કરતાં અડધો છે, પણ વસ્તી બમણી છે. બધા જીલ્લા કરતાં ઘાટી વસ્તીવાળો છે. લોકોનો મુખ્ય ધંધો ખેતી છે. પાકમાં તમાકુ, જીરૂં, વરીઆળી, ઘઉં ને બાજરી થાય છે. આ જીલ્લાની તમાકુ ઘણી વખણાય છે ને પરદેશ ઘણી જાય છે.

**નદીઓ—મહી**, મેશ્વો ને વાત્રક.



રણછોડરાયનું મંદિર-ડાકોર.

**તાલુકા**—કપડવંજ, ઠાસરા, નડીઆદ, મેમદાવાદ, માતર, આણંદ અને બોરસદ.

**મુખ્ય શહેરો—ખેડા** (૭૫૦૦) આ જિલ્લાનું મુખ્ય શહેર છે. તે વાત્રક ને શેઢી નદીના સંગમ ઉપર છે. ત્યાં કલેકટર ને સિવિલસર્જન-ના મુકામો છે. **મેમદાવાદ** (૬૩૦૦) મહમુદ બેગડાએ વસાવેલું છે, ત્યાં ભમરીઓ કુવો જોવા લાયક છે. **કપડવંજ** (૧૩૦૦૦) માં કાચ અને સાબુ ઘણો બને છે અને ત્યાંથી પરદેશ ચઢે છે. **લસુંદ્રા**માં ઊના પાણીના કુંડો છે. **ડાકોર** (૮૦૦૦) માં રણછોડજીનું મોટું ધામ છે. **નડીઆદ** (૨૭૦૦૦) આ જિલ્લામાં મોટામાં મોટું શહેર છે, અહીં **સંતરામ**નું વિશાળ મંદિર છે. **વડતાળ**માં સ્વામીનારાયણધર્મનું મોટું ધામ છે. **આણંદ** (૧૦૦૦૦) મુંબઇ, માળવા અને ખંભાતની રેલવેઓનું મોટું જંકશન છે. તે સિવાય **ઉમરેઠ** અને **મહુધા** એ મોટાં ગામો છે.

**ખંભાત સંસ્થાન**—ખંભાતના અખાતની ઉત્તરે મહી ને સાબરમતી નદીની વચ્ચે આવેલું છે. તેનાં ક્ષેત્રફળ ને વસ્તી લીંબડી સંસ્થાનની બરાબર છે.

**મુખ્ય શહેર—ખંભાત** (૨૮૦૦૦) એજ નામના અખાતને કિનારે રાજધાની છે. રાજકર્ત્તાને **નવાબ** કહે છે. શહેરમાં અકીકના પત્થરનું કામ સારૂં થાય છે, તથા સૂત્રફેણી વખણાય છે. ખેડા જિલ્લાનો કલેકટર આ સંસ્થાનનો **પોલિટિકલ એજંટ** કહેવાય છે. મહી અને સાબરમતીનો કાંપ તેના મુખ આગળ અખાતમાં ઠરવાથી ખંભાતનું બંદર પુરાતું જાય છે તેથી બંદરી વેપાર ઓછો થયો છે, પણ આણંદથી રેલવે આવવાથી વેપાર ને મુસાફરીની સગવડ કાયમ રહી છે.

**પંચમહાલ જિલ્લો**—ખેડા જિલ્લાની પૂર્વે બે વિભાગમાં આવેલો છે, તેની વચ્ચે રેવાકાંઠા એજન્સિ છે. ક્ષેત્રફળમાં ગોંડળ સંસ્થાનથી દોઢો ને વસ્તીમાં બમણો છે. આખો જિલ્લો જંગલોથી ભરપુર છે, ખેડવા લાયક જમીન થોડી છે; તેમાં મકાઈ, જુવાર, બાવટો, કોદરા વગેરે હલકાં અનાજ થાય છે. વસ્તી ભીલ ને નાયકડા લોકોની છે. આ જિલ્લાના પ્રથમ પાંચ મહાલો હતા તેથી તેનું નામ **પંચમહાલ** પડ્યું છે.

**નદીઓ—મહી.**

**પર્વત—પાવાગઢ તેના ઉપર મહાકાળી માતાનું મંદિર છે.**



પાવાગઢ પર્વત—પંચમહાલ જિલ્લો.

**તાલુકા**—ગોધરા, કાલોલ અને દાહોદ.

**મુખ્ય શહેરો—ગોધરા** (૨૨૦૦૦) આ જિલ્લાનું મુખ્ય શહેર છે. અહીં ગોધરક નામે તળાવ છે, તે ઉપરથી ગોધરા નામ પડ્યું છે. આણંદ જંકશનથી એક અને વડોદરાથી બીજી એમ બે રેલવેઓ અહીં એકઠી થઇને માળવામાં જાય છે. **દાહોદ** એનું ખરૂં નામ દોહદ છે. (દો = બે + હદ = સીમાડા) અહીંઆ ગુજરાત અને માળવાની હદો ભેળી થાય છે, તેથી આ નામ પડ્યું છે. **ચાંપાનેર** પાવાગઢની તળેટીમાં વનરાજના પ્રધાન ચાંપાએ વસાવેલું કહેવાય છે. આ સિવાય **કાલોલ, હાલોલ** અને **ઝાલોદ** એ મોટાં ગામો છે.

**ભરૂચ જિલ્લો**—ખેડા જિલ્લાની દક્ષિણે અને ખંભાતના અખાતની

પૂર્વે આવેલો છે. તેનું ક્ષેત્રફળ ધ્રાંગધરા સંસ્થાનથી દોઢું ને વસ્તી ત્રણગણી છે. આ જિલ્લો ખંભાતના અખાતને પૂર્વે કિનારે મહી, ઢાઢર, નર્મદા અને કીમ નદીઓના વચગાળાના ભાગમાં મુખ આગળ આવેલો છે. તે નદીઓમાં ચોમાસામાં રેલ આવે છે, ત્યારે બધો કાંપ આ જિલ્લાની જમીન ઉપર પથરાય છે, તેથી જમીન દર વર્ષે વધારે ફળદ્રુપ થતી જાય છે. મુખ્ય પેદાસ, જુવાર, ડાંગર ને તુવેર છે.

**નદીઓ—મહી, નર્મદા** અને ઢાઢર છે.

**તાલુકા**—ભરૂચ, અંકલેશ્વર, વાઘરા, આમોદ અને જંબુસર.

**મુખ્ય શહેરો--भरूच** (૪૪૦૦૦) એ નર્મદા નદીને દક્ષિણ કિનારે પાઘડીપને ઘણું જુનું શહેર છે. તેનું જુનું નામ ભૃગુકચ્છ હતું. નદીને કાંઠે ભૃગુઋષિના આશ્રમ અને દશાસમેધની જુની જગાઓ છે. અહીં કપાસ પીલવાના અને રૂ કાંતવાના ઘણા સાંચા છે, તેમજ શહેરમાં સુતરના જાડા ટુવાલ અને સુજનીઓ સારાં થાય છે. **शुक्लतीर्थ** નર્મદા નદીને કાંઠે જાત્રાનું ઠેકાણું છે. **अंकलेश्वर** (૧૧૦૦૦) અહીંથી નાંદોદ સુધી રેલવે જાય છે. **हांसोट**માં ઘઉંની પેદાશ સારી થાય છે. **आमोद**માં દેશી ચપ્પુનાં પાનાં સારાં થાય છે. **जंबुसर** (૧૨૦૦૦) માં મોટા દાણાની રાઈ થાય છે. **टंकारीआ** અને **देहेगाम** એ નાનાં બંદરો છે.

**सुरत जिल्लो**--ભરૂચ જિલ્લાની દક્ષિણે અને આરબી સમુદ્રને પૂર્વ કાંઠે આવેલો છે. તેનું ક્ષેત્રફળ ભાવનગર રાજ્યથી પોણા બે ગણું ને વસ્તી દોઢી છે. અહીંઆં ઘણી નદીઓ વહે છે. તેને લીધે જમીન બહુ ફળદ્રુપ છે, તેમાં બાગાયત પાક ઘણો થાય છે. ગાયકવાડી રાજ્યને લીધે આ જિલ્લાના ત્રણ કકડા થએલા છે. ઉત્તરના વિભાગોમાં તાપી નદી આવી છે, અને દક્ષિણ વિભાગમાં ઘણી નાની નદીઓ આવેલી છે. મુંબઈથી અમદાવાદ જતી રેલવે આ જિલ્લામાં થઈને જાય છે, તેમજ સુરતથી પૂર્વ તરફ **તાપ્ટી વેલી રેલવે** નંદુરબાર તરફ જાય છે. હમણાં બીલીમોરાથી દેવકી-ઉનાઇ સુધી રેલવે ગઇ છે.

**નદીઓ**--**તાપી**, પૂર્ણા, અંબિકા, અવરંગા, પાર અને કોલક.

**તાલુકા**--ઓરપાડ, માંડવી, ચોર્યાસી, બારડોલી, જલાલપુર, ચીખલી, વલસાડ અને પારડી.

**મુખ્ય શહેરો**—**સુરત** ( ૧૧૫૦૦૦ ) તાપી નદીને કિનારે મોટું શહેર છે. આગળના વખતમાં પશ્ચિમ હિંદુસ્તાનમાં મોટું બંદર ગણાતું હતું પણ હમણાં તાપી નદીનું બારૂં પૂરાઈ જવાથી આગબોટો અને વહાણો આવી શકતાં નથી. અહીં રેશમી કાપડ અને જરીનો સામાન સારો વખાણવા લાયક બને છે. તેમજ બરફી આખા ગુજરાતમાં વખણાય છે. **रांदेर** (૧૦૦૦૦) તાપી નદીને કાંઠે સુરતને સામે પાર છે. **ओरपाड** (૫૦૦૦) બંદર છે, ત્યાંથી ઢોર અને લાકડાની નિકાસ સારી થાય છે. **मांडवी** ( ૪૦૦૦ ) તાપી નદી ઉપર મોટો તાલુકો છે. **वलसाड** ( ૧૬૦૦૦ ) બંદર છે. અહીંનો ગોળ વખણાય છે. **उदवाडा**માં પારસી લોકોની અગ્યારીનું મંદિર છે, ત્યાં ઘણા પારસીઓ જાત્રાએ આવે છે. **बहुधान** માંડવી તાલુકામાં તાપી નદીને કાંઠે છે ત્યાં બાર વરસે જાત્રા ભરાય છે.

**सुरत एजन्सि**—સુરત જિલ્લાના અગ્નિ ખુણામાં અડોઅડ આવેલાં ચાર સંસ્થાનોના જથાને સુરત એજન્સિ કહે છે, કારણ કે સુરત જિલ્લાનો કલેકટર તેની દેખરેખ રાખે છે. ક્ષેત્રફળમાં સુરત જિલ્લા જેવડી પણ વસ્તી **ત્રીજે ભાગે** એટલે બે લાખ માણસોની છે; કારણ કે એજન્સિના ઘણા ભાગમાં જંગલો આવેલાં છે.

**संस्थानो**--સચીન, **વાંસદા**, ધરમપુર ને **ढांग**.

**सचीन**--એ સુરતની નજીક નાનું મુસલમાની સંસ્થાન છે, રાજાને **નવાબ** કહે છે. **डुमस** દરીઆ કાંઠે હવા ખાવાનું ઠેકાણું છે. **वांसदा** એ રાજકોટ સંસ્થાન જેવડું રજપૂત રાજ્ય છે. અંબિકા નદીને કાંઠે **દેવકી ઉનાઈ** માતાનું દહેરૂં ને ઊના પાણીના કુંડો છે. **धरमपुर** ( ૪૦૦૦ ) આ એજન્સિથી અડધું એટલે પોરબંદર સંસ્થાન જેવડું છે. રાજકર્તા સીસોદીઆ

# થાણા જિલ્લાનો નકશો.

ઉદવાડા
દમણ
ઉંબરગામ
ડાહાણું
ચીંચણ
તારાપુર
માહીમ
દાંતીવરા
અગાસી
વસઈ
વસઈની ખાડી
કનેરી
વાંદરા
મુંબઈ
જવ્હાર
વાડા
ભીમડી
શાહપુર
મુરબાડ
કલ્યાણ
થાણા




બનાવનાર- ના૦ જ૦ [illegible], દેવગામ.

રજપુત છે, તેને **મહારાજા** કહે છે. વલસાડ સ્ટેશનથી ૧૮ મૈલ છે. **ડાંગ** જંગલી મુલક છે, રાજા જાતે ભીલ છે.

ધરમપુર, વાંસદા ને ડાંગનાં રાજ્યો જંગલોથી ભરેલાં છે તેમાં લાકડાની પેદાશ થાય છે. સચીન સંસ્થાનની જમીન ફળદ્રુપ છે, તેમાં ડાંગર, શેરડી ને મહુડાની પેદાશ થાય છે.

---

**થાણા જિલ્લો**--સુરત જિલ્લાની દક્ષિણે દરીઆ કાંઠે આવેલો છે. તેનું ક્ષેત્રફળ જામનગર રાજ્ય જેવડું પણ વસ્તી તેનાથી બમણી છે.

**બેટ**—સાષ્ટી અને વસઈ.

**પરગણાં**—ડાહાણું, **માહીમ**, **વસઇ**, **સાષ્ટી**, **ભીમડી**, **વાડા**, **શાહ-પુર**, મુરબાડ ને કલ્યાણ એ નવ છે.

**મુખ્ય શહેરો—થાણા** ( ૧૫૬૦૦ ) આ જિલ્લાનું મુખ્ય શહેર સાષ્ટી બેટમાં આવેલું છે. મુંબઈ પાસે હોવાથી કેટલાક લોકો દરરોજ આવ જા કરે છે. **વાંદરા** ( ૨૪૦૦૦ ) થાણા જિલ્લો અને મુંબઇની વચ્ચેનું નાકું છે. અહીં તમાકુની બીડી બનાવવાનાં કારખાનાં ઘણાં છે. **વસઈ** ( ૯૬૦૦ ) બેટમાં શહેર છે. ત્યાંનાં પાન, શેરડી ને કેળાં વખણાય છે. **માહિમ**નો હલવો વખણાય છે. **કલ્યાણ** ( ૧૨૬૦૦ ) ઘણું જુનું શહેર છે. આ ગામથી મુંબઇની રેલવે નાશીક થઇને કલકત્તા તરફ જાય છે. બોરા-વલી સ્ટેશનથી **કેનેરી**ની ગુફા ૧॥ મૈલ ઉપર છે; તે જોવા જોગ છે.

**વિશેષ હકીકત**—આ જિલ્લો બીજા જિલ્લા કરતાં જુદો પડે છે, કારણ કે અહીં ગુજરાતીને બદલે મરાઠી ભાષા બોલાય છે. લોકોની રીત-ભાત મહારાષ્ટ્રને મળતી છે. જમીન પથરવાળી ને વરસાદ વધારે પડે છે, તેથી ડાંગરનો પાક વધારે થાય છે. દરીઆ કિનારા તરફના તાલુકા ફળદ્રુપ છે, તેમાં શેરડી, પાન, કેળાં, આદુ ને નાળિએર થાય છે.

**જવ્હાર સંસ્થાન**—થાણા જિલ્લાની અંદર કટારીને આકારે છે, તે ખંભાત રાજ્યથી થોડું નાનું છે. વસ્તી ૫૦૦૦૦ માણસની છે. રાજા

કોળી જાતનો છે. થાણા જિલ્લાનો કલેકટર અહીંનો પોલિટિકલ એજંટ કહેવાય છે.

**दमण**—આ ફીરંગી (પોર્ટુગીઝ) સરકારનું બીજું સંસ્થાન સુરત અને થાણા જિલ્લાના વચ્ચે આવ્યું છે. આ સિવાય **નગર હવેલી** નામનો બીજો તાલુકો થાણા જિલ્લામાં આવ્યો છે. મુખ્ય પેદાશ ડાંગર, ઘઉં ને તમાકુ છે.

**एजन्सिनुं बंधारण**—અંગ્રેજ સરકારના ખાલસા રાજ સિવાયં બાકીના ભાગમાં દેશી રાજ્યો છે. તેમાં મુખ્ય વડોદરા રાજ્ય ગાયકવાડ સરકારનું છે, તેની હકીકત પુઠી આવશે. બાકીનાં સંસ્થાનોના જથ્થા પાડીને એજન્સિઓ ઠરાવી છે. તેનો ઉપરી અંગ્રેજ અમલદાર હોય છે, તેને **પોલિટિકલ એજંટ** કહે છે. જો એજન્સિ નાની હોય છે, તો તેને લગતા જિલ્લાના કલેકટરને પોલિટિકલ એજંટ નીમે છે. એવી એજન્સિઓ **ખંભાત, સુરત** અને **જવ્હારની** છે.

એ સિવાય **पालनपुर, महीकांठा** ને **रेवाकांठा** મોટી એજન્સિઓ છે. તેના ઉપર જુદા જુદા પોલિટિકલ એજંટો નીમેલા છે. જેમ હાલાર, સોરઠ, ગોહિલવાડ અને ઝાલાવાડના પોલિટિકલ એજંટો કાઠિઆવાડના એજંટ ટુ ધી ગવર્નરના તાબામાં છે, તેમ અહીંઆની એજન્સિઓના પોલિટિકલ એજંટો ઉત્તર વિભાગના કમિશનરના તાબામાં છે.

આ સંસ્થાનોના સાત વર્ગ પાડ્યા છે અને તેની સત્તા તે પ્રમાણે જ છે. આ એજન્સિઓની અને કાઠિઆવાડની બધી ગોઠવણ એક સરખી છે.

**पालनपुर एजन्सि**—ગુજરાતની છેક ઉત્તરે અને કચ્છના રણની પૂર્વે આવેલી છે. તેનું ક્ષેત્રફળ હાલાર પ્રાંતની બરાબર છે, પણ વસ્તી પોણે ભાગે છે. તેના ઘણા ભાગમાં રેતીનાં રણ છે. પાણી ખારૂં છે. પેદાશમાં કપાસ થાય છે.

**मुख्य पर्वतो**—આરાવલી એ ઉત્તર સીમાડા ઉપર છે.

**मुख्य नदीओ**—બનાસ ને સરસ્વતી.

**સંસ્થાનો**—મુસલમાન, રજપુત અને કોળી લોકોનાં મળીને ૧૩ છે.

**મુસલમાનનાં**—પાલનપુર, રાધનપુર, વારાઇ ને તેરવાડા.

**રજપુતોનાં**—થરાદ, વાવ, સુઇગામ, દેવદર ને સાંતલપુર.

**કોળીનાં**—ભાભર અને કાંકરેજ.

**મુખ્ય શહેરો**—**પાલનપુર** ( ૧૭૨૦૦ ) આ એજન્સિમાં સૌથી મોટું સંસ્થાન છે. રાજકર્તા પઠાણ મુસલમાન છે, તેને **નવાબ** કહે છે. આ એજન્સિના પોલિટિકલ એજંટનો મુકામ અહીં છે. **ડિસામાં** અંગ્રેજી લશ્કરની છાવણી છે. **રાધનપુરના** રાજકર્ત્તાને **નવાબ** કહે છે. તેના મુખ્ય કસ્બા **સમી** ને **મુજપુર** છે. આ સંસ્થાનમાં કપાસની પેદાશ ઠીક થાય છે.

**મહીકાંઠા એજન્સિ**—ગુજરાતની ઇશાન કોણમાં અને ખેડા જિલ્લાની ઉત્તરે આવેલી છે. તે ક્ષેત્રફળમાં ઝાલાવાડથી થોડી નાની છે, પણ વસ્તીમાં વધારે છે. આ એજન્સિમાં પ્રથમ **મહી** નદી આવેલી હતી. મહી નદીના કાંઠાનો મુલક તે મહીકાંઠો, પણ હાલની રાજ્ય વહેંચણમાં મહી નદી નીકળી ગઇ છે. જમીન ઘણીખરી ડુંગરાવાળી અને જંગલોથી ભરપુર છે. તેમાં ભીલ લોકો રહે છે. ખેતી બહુ સારી થતી નથી. મુખ્ય પેદાશ લાકડાં, ઘઉં ને મકાઇ છે.

**પર્વતો**—આબુ અને આરાસુર.

**મુખ્ય નદીઓ**—**સાબરમતી**, હાથમતી, મેશ્વો ને વાત્રક.

**મુખ્ય સંસ્થાનો**—ઇડર, દાંતા, પોળો, માલપુર, માણસા ને મોહનપુર.

**મુખ્ય શહેરો**—**ઇડર** (૮૦૦૦) આ એજન્સિમાં સૌથી મોટું ને પહેલા વર્ગનું સંસ્થાન છે. રાજકર્ત્તાને **મહારાજા** કહે છે. **અમનગર** (અહમદનગર) હાથમતીને કાંઠે મજબુત કિલ્લો છે. તે અમદાવાદના અહમદશાહ પાદશાહે બંધાવ્યો હતો. **વડાલી** મોટો કસ્બો છે. **ખેડબ્રહ્મા** અને **શામળાજી** એ જાત્રાનાં ઠેકાણાં છે. **દાંતાની** પાસેના ડુંગરમાંથી આરસપહાણ નીકળે છે. ત્યાં અંબાભવાનીમાતાનું પ્રસિદ્ધ દહેરૂં છે. **મોહનપુર** તાલુકામાં અબરખની ખાણો છે. **પેથાપુરનાં** છાયલ અને બંદુક વખણાય

ચાવડાએ વસાવેલું કહેવાય છે. તેનાં પટોળાં અને માટીનાં વાસણો વખણાય છે. **सिद्धपुर** ( ૧૫૦૦૦ ) સરસ્વતી નદી ઉપર છે. ત્યાં **રૂદ્રમાળના** દહેરાનું ખંડેર છે. **वडनगर** ( ૧૪૦૦૦ ) વડનગરાનાગર બ્રાહ્મણોનું મૂળ સ્થાન છે. **विसनगर** ( ૧૭૦૦૦ ) નાં તાંબા પિત્તળનાં વાસણો અને હળદર વખણાય છે. **महेसाणा** રેલવેનું મોટું જંકશન છે. **कडीना** બળદ વખણાય છે. **आतरसुंबा**માં લોઢાનો સામાન બને છે.

**वडोदरा प्रांत**—ખેડા અને પંચમહાલ જિલ્લાની દક્ષિણે, ભરૂચ જિલ્લાની પૂર્વે અને રેવાકાંઠાની ઉત્તરે આવેલો છે. વિસ્તારમાં અમરેલી પ્રાંત કરતાં પોણા બેગણો અને વસ્તીમાં ચારગણો છે; આ પ્રાંતની જમીનનો ઘણો ભાગ સપાટ છે, જે ચરોતર કહેવાય છે. તેમાં ખેતી સારી થાય છે.

**नदीओ**—મહી, નર્મદા, વિશ્વામિત્રી અને ઢાઢર છે.

**मुख्य शहेरो—वडोदरा** ( ૧,૦૦,૦૦૦ ) વિશ્વામિત્રી નદી ઉપર



**લક્ષ્મીવિલાસ રાજમહેલ-વડોદરા.**

આ પ્રાંતની તથા રાજ્યની રાજધાની છે. શહેર રોનકદાર મકાનોને લીધે સુંદર દેખાય છે. ગાયકવાડ સરકારનો **લક્ષ્મીવિલાસ** રાજમહેલ જોવાજોગ

છે. હુન્નર શિખવવાને કલાભવન છે. શહેરમાં પાણી પૂરૂં પાડવાને માટે દશ મૈલ ઉપરથી નળ લાવવામાં આવ્યા છે. આ શહેરનો ઉદ્યોગ વધતો જાય છે. **ડભોઇનો** કિલ્લો જોવા જેવો છે. **ચાણોદ, કર્નાળી** એ નર્મદા નદી ઉપર જાત્રાનાં ઠેકાણાં છે.

**નવસારી પ્રાંત**—રેવાકાંઠા એજન્સિની દક્ષિણે ને સુરત જીલ્લાની વચ્ચે આવેલો છે. તે વિસ્તારમાં વડોદરા પ્રાંત જેવડો છે, પણ વસ્તીમાં અડધો છે. કારણ કે તેનો ઘણો ભાગ જંગલો ને ડુંગરોથી ભરેલો છે, તેથી હવા પાણી ખરાબ છે. મુંબઈની રેલવે સિવાય તાપ્તી વેલી રેલવે અને બીલીમોરાથી દેવકી ઉનાઇ સુધી રેલવે પૂર્વ ભાગમાં જાય છે.

**નદીઓ**—તાપી, પૂર્ણા, ને અંબિકા.

**મુખ્ય શહેરો**—**નવસારી** (૨૧૦૦૦) એ આ પ્રાંતનું મુખ્ય શહેર છે. તેમાં પારસી લોકોની વસ્તી વધારે છે. **ગણદેવીનો** ગોળ વખણાય છે. **બીલીમોરા** એ નાનું બંદર છે. **વ્યારા** ને **સોનગઢમાં** ધાણકા નામની હલકી જાતના લોકો માટે ગાયકવાડ સરકારે **વસતિયુક્ત શાળાઓ** (બોર્ડિંગ સ્કૂલો) કાઢી છે.

**અમરેલી પ્રાંતની**—હકીકત કાઠિઆવાડના વર્ણનમાં આવી ગઇ છે.

---

## સંક્ષિપ્ત વર્ણન.

**પર્વતો**—ગીરનાર, ગીર, બરડો, ચોટીલો, શેત્રુંજો, આબુ, આરાસુર, પાવાગઢ અને સાતપુડો.

**નદીઓ**—નર્મદા, તાપી, સાબરમતી, મહી, સરસ્વતી, બનાસ, હાથમતી, ઢાઢર, ભાદર, ઓઝત, શેત્રુંજી, આજી અને મચ્છુ.

**અખાત**—કચ્છનો અને ખંભાતનો.

**ભૂશિર**—દ્વારકા અને દીવ.

**બંદરો**—વવાણીઆ, જામનગર, દ્વારકા, પોરબંદર, માંગરોળ, વેરાવળ, જાફરાબાદ, મહુવા, ભાવનગર, ધોલેરા, ખંભાત, ભરૂચ, ઓરપાડ, સુરત, બીલીમોરા ને વલસાડ.

**બેટો**—શંખોદ્ધાર, દીવ અને પીરમ.

**જાત્રાનાં ઠેકાણાં**—દ્વારકા, ગીરનાર, પોરબંદર, પ્રભાસપાટણ, શેત્રુંજો, અંબાભવાની, સિદ્ધપુર, ડાકોર, ચાણોદ, શુકલતીર્થ, વડતાલ ને ઉદવાડા.

**હવા ખાવાનાં ઠેકાણાં**—આલાચડી, વેરાવળ, ગોપનાથ, આબુ, ને ડુમસ.

**ઊના પાણીનાં ઝરણાં**—તુળસીશ્યામ, લસુંદ્રા, અને દેવકીઉનાઇ.

## मोटा अमलदारोनुं ओळखाण.

૧ ઇલાકાનું રાજ્ય ચલાવનાર વડા અમલદારને **गवर्नर** કહે છે.

૨ દેશી રાજ્યમાં સૌથી વડા અમલદારને **दिवान** કે કારભારી કહે છે.

૩ અંગ્રેજી રાજ્યમાં પ્રાંત કે વિભાગના વસુલાતી ખાતાના ઉપરી અમલદારને **कमिशनर** કહે છે.

૪ જિલ્લાની વસુલાત ઉઘરાવનાર મુખ્ય અમલદારને **कलेक्टर** કહે છે.

૫ તાલુકાનો વહીવટ કરનાર અમલદારને **मामलतदार** કે **वहीवटदार** કહે છે.

૬ એજન્સિ ઉપર દેખરેખ રાખનાર અંગ્રેજ અમલદારને **पोलीटिकल एजंट** કે **एजन्ट टु धि गवर्नर** કહે છે.

શિ. વખારીઆકૃત બીજાં શાળોપયોગી પુસ્તકો.

## [illegible]ાથમિક ઐતિહાસિક ગ્રંથમાળા.

# ગુજરાતનો બાળ ઇતિહાસ.

ગુજરાતની જુના વખતથી અત્યાર સુધીની તવારીખને સરળ અને રસમય ભાષામાં વાર્તા રૂપમાં યુક્ત ચિત્રોથી આપવામાં આવી છે. અને તેની સાથે જુનાં સ્થળો દેખાડનારો નકશો આપ્યો છે. જે ચોથા ધોરણના બાળ વિદ્યાર્થીઓને આ વિષયનો આરંભ કરવો ઘણો સહેલો થઇ પડશે. કિંમત માત્ર ચાર આના.

---

## પ્રાથમિક ભૂગોળ ગ્રંથમાળા, પુ. ૨.

# મુંબઇ ઇલ[illegible]ની સામાન્ય અને હિંદુસ્તાનની રૂપરેષા ભૂગોળ.

ગુજરાત પ્રાંતની વિશેષ હકીકત સહિત, પુષ્કળ ચિત્રો અને રંગિત નકશા છે. પ્રાથમિક ચોથા ધોરણના ઉપયોગ માટે કદ–સુપરરૉયલ ૧૬ પેજી ૮૦ પૃષ્ઠો, કિમ્મત ચાર આના.

થોડા વખતમાં બહાર પડશે.